# અપ્સરાનો અવતાર ભાગ ૪.



આસન પર બેઠેલા આશ્ચર્યચકિત હરિતાની સમક્ષ તે ચાલી
ગઈ. તુરત તેની સમીપ તે ઘુંટણે પડી અને મસ્તક નમાવી રહી!
[પૃષ્ઠ ૧૪ મું]

# અપ્સરાનો અવતાર.

## ભાગ ૪ થો - છેલ્લો.

[કામરૂદેશની મહારાણીના નવા અવતારની વાર્તા]

સંપાદક તથા પ્રકાશક:

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી :: પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૬ :: ઈ. સ. ૧૯૩૦

મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મ્હેતા

ઘીકાંટા રોડ, :: અમદાવાદ.

કીંમત આઠ આના

# સામુદ્રિક દીપ

અથવા

## હસ્તરેખા આધારે ભાગ્યનિર્ણય.

આ પુસ્તક ત્રીસ વર્ષના અનુભવ પછી લખવામાં આવ્યું હોવાથી ઘણુંજ અનુભવસીદ્ધ છે. જેમના જન્માક્ષર કરેલા ન હોય અથવા જેમની જન્મઘડી મીનીટ અને સેકન્ડના હીસાબે બરોબર ન હોય તેમને બીજા કોઇ પણ જ્યોતીષ શાસ્ત્રનો ઉપયોગ થતો નથી તેવા વખતે માણસના શરીર પરના ચિન્હો તથા તેની હથેલીમાંની રેષાઓ અને ચિન્હો તે બ્રહ્માએ લખી રાખેલી એક કુદરતી જન્મ પત્રીકા છે. હસ્તરેખા વિષે સામાન્ય વિવેચન, આયુષ્ય રેખા અથવા માતૃરેખા, ધનરેખા, શીર્ષરેખા અથવા પિતૃરેખા, અંતઃકરણ અથવા પૂણ્યરેખા, સુર્યરેખા તથા સુર્યનો પર્વત, આરોગ્યરેખા અથવા બુધ રેખા, સ્ત્રી તથા સંતતી વિચાર, શુક્રનો પર્વત, મંગળ ચંદ્ર તથા ગુરૂનો પર્વત, હથેલી અને તે પરના ચિન્હો, કેટલાક વિશિષ્ટ લક્ષણો, આંગળીયોનો ફળ નિર્ણય, પુરૂષ લક્ષણો, કાળનિર્ણય, ધંધા સંબંધી વિચાર વગેરે ઉપયોગી બાબતોનો સમાવેશ છે. તેમજ હસ્તરેખાના ૭ ચિત્રોમાં ઘણાજ વિસ્તારથી માહીતી આપેલી હોવાથી દરેક વાંચક પોતાના આયુષમાંના સુખદુઃખનું જ્ઞાન મેળવી શકે છે. આ પુસ્તકના વાંચન પછી એવી ખાત્રી થશે કે આમાં જણાવેલી બાબતો સશાસ્ત્ર અને અનુભવસિદ્ધ છે. કિં ૧ રૂ. પોસ્ટેજ ૩ આના જુદા

મળવાનું ઠેકાણું—

**બુકસેલર મહાદેવ રામચંદ જાગુટે.**

ત્રણ દરવાજા–અમદાવાદ.

# અપ્સરાનો અવતાર.

## ભાગ ૪ થો.

### પ્રકરણ ૧ લું.

**" હવે તું મને પરણીશ ક્યારે ? "**

અમે માયાને મળવા જવાને અમારે નિવાસસ્થાનેથી નીકળ્યા ખરા, પરંતુ અમારી કમબખ્તી થઈ ! અંધારી ચાલીઓ કે જેમાં થઇને અમે પસાર થયા તેમાં તો ફાનસો લટકાવેલાં હતાં એટલે અમને જ્વાલામંદિરના લાકડાના બારણાંવાળા દરવાજા સુધી પહોંચતાં કશી મુશ્કેલી નડી નહિ. તે બારણાં બંધ હતાં, એટલે લલિતે તેને અધીરાઈથી ધક્કો માર્યો; એક બારણું સહેજ અંદર ધકેલાયું અને બેઉ બારણાંની વચ્ચે થોડો માર્ગ થયો, એટલે અમે દબાઇ ચંપાઇને અંદર પેઠા અને પાછળ બારણું આપોઆપ બંધ થઇ ગયું.

અમે ધાર્યું હતું કે એ બારણેથી અંદર જતાં અમે જ્વાલામંદિરમાં દાખલ થઇશું અને ત્યાં બળતા આગના થાંભલાઓથી ચોપાસ પ્રકાશ ફેલાઇ રહ્યો હશે, એટલે અમને માયાની પાસે જવાનો માર્ગ શોધવામાં કશી તકલીફ પડશે નહિ. પરંતુ અંદર પેસતાં જ અમે જોયું કે એ અગ્નિના થાંભલા હોલવાઇ ગયા હતા, અથવાતો અમે

અંધકારવાળી કોઈ બીજી જગ્યાએ આવી પહોંચ્યા હતા! અંધકાર એટલો ગાઢ હતો કે ન પૂછો વાત. અમે પાછા ફરી દરવાજો શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો પણ અમને દરવાજો હાથ લાગ્યો નહિ! અમે ભૂલા પડી ગયા.

અમે બોલવાની હીંમત ભીડી શકયા નહિ. થોડાં ડગલાં અમે આગળ ચાલ્યા અને અટકી ગયા. અમને એમ લાગવા માંડયું કે આ અંધકારમાં અમે એકલા નથી, પણ કોઇ મોટા ટોળાની વચ્ચે અમે ડગલાં ભરી રહ્યા છીએ. પરન્તુ એ ટોળું સ્ત્રી પુરૂષોનું તો ન હતું જ: અમે તેની વચ્ચે દબાતા-ચંપાતા હતા, તેમનાં વસ્ત્રોનો અંગને સ્પર્શ થતો લાગતો હતો પરન્તુ તેઓ અમને સ્થૂલ અવયવો વડે સ્પર્શ કરતા નહોતા. અમને તેમના શ્વાસોચ્છ્વાસની ભ્રાંતિ થતી હતી, પરન્તુ એ શ્વાસોચ્છ્વાસ ટાઢા હતા. હવા અમારી પાછળ હલમલી રહી હતી અને તેઓ આમથી તેમ ઘૂમી રહ્યાં હોય એવો ભાસ થતો હતો, છતાં કોઇનો સ્થૂળ સ્પર્શ અમને થતો નહોતો. માણસોની ગરદીથી ભચરડાઈ રહેલાં કોઇ દેવમંદિરમાં અમે ઊભા હોઈએ અને દેવમંદિરના દીવા હોલવાઈ ગયા હોય એવું જ ભાન અત્યારે અમને થતું હતું. અમને ભય લાગવા માંડયો. ભયથી મારા માથાના વાળ ઉભા થઇ ગયા!

એકાએક અમને દૂરથી અજવાળું દેખાયું. તે અજવાળું બળવા લાગેલા અગ્નિના બે થાંભલાઓમાંથી આવતું હતું. અજવાળું અમે ઉભા હતા ત્યાંસુધી આવતું નહોતું, પરન્તુ એ ભભુકી ઉઠેલા અગ્નિ-સ્થંભોને આધારે અમે એટલું તો સમજી ચૂકયા કે જે સ્થાને અમે આવ્યા હતા, તે સ્થાન જ્વાલામંદિર તો હતું જ—બીજું કોઈ સ્થાન ન

હોતું. અજવાળું અમારા સુધી પહોંચતું નહોતું એટલે અમને કોઇ જોઇ શકે તેમ નહોતું, પણ એ અગ્નિસ્થંભો પાસે શું બની રહ્યું હતું તે અમે જોઇ શકતા હતા. આયા પૂરા દબદબા સાથે આસનપર બેઠી હતી. અગ્નિસ્થંભોનો પ્રકાશ તેના વદનપર પડતો હતો. દમામ અને પ્રતાપનાં ઝરણાં તેના દેહ તથા વદનમંડળમાંથી વહી રહ્યાં હતાં. વસ્તુતઃ હીરા પેઠે ચમકી રહેલી તેની તેજસ્વી આંખોમાંજ સર્વ કાંઈ સમાઈ રહેલું હોય તેમ લાગતું હતું.

જાણે કે તે પ્રેતાત્માઓની સમ્રાજ્ઞી હોય અને મરણ પામેલાઓના પ્રેતાત્માઓ તેને નમન કરીને તેની સમીપ ચાલી રહેલા નૃત્યોત્સવમાં ભાગ લેતા હોય એવો દેખાવ અમે જોયો. એક પછી એક છાયાકૃતિઓ આયાના આસન સમીપે આવતી, તે નમતી અને ચાલી જતી. તુરત બીજી આવતી, ત્રીજી આવતી, અને પછી એ બધાં આનંદથી નૃત્ય કરતાં; જાણે કે શિવ–પાર્વતીની સમક્ષ દેવો, યક્ષો તથા ગાંધર્વો મળીને તાંડવ કરી રહેલા હોય ! આયા એ દરેકના નમનને સ્વીકારતી વખતે પોતાના હાથમાંના દંડને માત્ર ઉંચો કરતી, તે વખતે તે દંડપરની ચાંદીની ઘંટડીઓનો અવાજ થતો, તે અવાજ અમે સાંભળી શકતા, અને જોકે તેના ઓઠ હાલતા દેખાતા, તોપણ તે ઓઠમાંથી સ્ફુરતા શબ્દો અમારા કાન સુધી પહોંચી શકતા નહિ.

આ દેખાવ જોઈને અમે એક બીજાના હાથ પકડીને પાછા ફર્યા. આ વખતે અમને દરવાજે હાથ લાગ્યો. પહેલાંની પેઠે અમ દ્વાર થોડું ઉઘાડી શક્યા અને તેમાંથી બહાર નીકળીને પાછા અમારા નિવાસસ્થાને આવી એક બીજાના મ્હોં સામે જોઇ રહેતા ઊભા.

અમે પાછા ફર્યા ત્યારે ઓજસ બારણા પાસે જ ઊભો હતો.

અમારા ચહેરા ઉપર ભયનાં પ્રકટ નીશાનો હતાં, પરન્તુ તે ઉપર ધ્યાન આપ્યા વિના તેણે મૂંગા સ્મિતવડે અમારો સત્કાર કર્યો. અમે તેની પાસે થઈને પસાર થઇ ગયા પણ તે કશું બોલ્યો નહિ. લલિતે પૂછ્યું: "કાકા, ત્યારે માયા કોણ હશે? શું દેવી હશે?"

"હા. તે કોઇ દેવી હોય કે અપ્સરા હોય એવું જ કાંઇક લાગે છે." મેં જવાબ આપ્યો. અપ્સરા એ દેવ–દેવીનો જ એક પ્રકાર છે એમ હું માનતો હતો.

તેણે પુનઃ પૂછ્યું: "અને પેલી છાયારૂપી આકૃતિઓ શું કરી રહી હતી?"

"હું ધારૂં છું કે માયાને પુનઃ દિવ્ય સુંદરતા પ્રાપ્ત થઇ તે માટે તેને અભિનંદન આપવાને દેવલોકમાંથી પ્રેતાત્માઓ આવ્યા હશે, અને કદાચ એમ પણ હોય કે અહીંના સાધુઓ જ વેશાંતર કરીને કાંઇ છૂપો ધર્મવિધિ કરી રહ્યા હોય!"

લલિતે મ્હોં મચકોડ્યું પણ કશો જવાબ આપ્યો નહિ.

એટલામાં ઓજસ અમારી પાસે આવ્યો અને બોલ્યો: "આપને આશાદેવી પોતાના નિવાસસ્થાને બોલાવે છે."

ભય અને આશ્ચર્યથી ચકિત થએલી મનોદશામાં અમે માયા પાસે ગયા. તે કાંઇક થાકેલી જણાતી હતી, તે સિવાય તેનામાં બીજો કશો ફેરફાર અમે જોયો નહિ. તેની પાસે અપાપા ઊભી હતી. માયાએ ઇશારો કરીને લલિતને પોતાની પાસે બોલાવ્યો. તેણે લલિતનો હાથ પોતાના હાથમાં લઇને તેના ચહેરા તરફ ચિંતાતુર દૃષ્ટિથી જોયું. તેમને ત્યાં એકલાં જ રહેવા દેવાને હું પાછો ફરવા જતો હતો તે જોઇને માયા સ્મિત કરતી બોલી: "અમને અહીં છોડીને તું

ક્યાં જાય છે ? શું એક વાર ફરીથી તારે જ્વાલામંદિરમાં જવું છે ?" અર્થસૂચક દૃષ્ટિથી તેણે મારી સામે જોઇને કહ્યું : "ત્યાં શું તારે માતાની પ્રતિમાને કાંઇ પ્રશ્નો પૂછવા છે ? લોકો કહે છે કે એ મૂર્તિ બોલે છે અને જેઓ રાતથી રહવારસુધી તેની સમીપે એકલો ઘુંટણે પડી રહે છે તેને તેનું ભવિષ્ય કહી સંભળાવે છે. મેં તો ઘણીએ વાર તેમ કરી જોયું છે છતાં તેણે મને કશો જવાબ આપ્યો નથી; જો કે મારા જેટલી ભવિષ્ય જાણવાની આતુરતા ભાગ્યે જ બીજા કોઇને હશે."

મેં કશો જવાબ આપ્યો નહિ, તેમજ તેને કાંઇ જવાબ જોઇતો હોય તેમ પણ લાગ્યું નહિ, કારણકે મારા જવાબની રાહ જોયા વિના તેણે આગળ બોલવા માંડયું : "ના, તું બહાર જઇશ નહિ. બધા ચિંતાજનક વિચારો છોડીને આપણે અહીં સાથે જમીશું. મૃત્યુનો કે દુઃખનો ખ્યાલ છોડીને થોડી વાર આપણે બાળક બની જઇશું અને મોજ કરીશું. ઓાજસ ! તું બહાર જઇને ઊભો રહે, અને અપાપા ! તું પણ જા. તારી જરૂર પડશે ત્યારે હું તને મારી પાસે બોલાવીશ. ત્યાંસુધી કોઇને અંદર આવવા દઇશ નહિ."

જે ઓરડામાં આયા બેઠી હતી તે ઓરડો કાંઇ બહુ મોટો નહોતો. તેમાં એક ફાનસ લટકાવેલું હતું. આસપાસ સોના–રૂપાની કારીગરીવાળાં આસનો અને બાજઠો હતાં અને દિવાલો કપડાના આચ્છાદનથી સુશોભિત કરેલી હતી. ફુલનાં કુંડા અને બળતી ધૂપ-દાનીઓમાંથી નિકળતો સુવાસ ઓરડામાં પથરાઇ રહ્યો હતો. આયા બોલી : "લલિત ! આ સ્થાન સાધારણ પ્રકારનું છે, છતાં તારી રાહ જોઇને બે હજાર વર્ષસુધી હું કામરૂ દેશની જે ગુફાઓમાં રહેતી

હતી તે કરતાં આ સ્થાન સારૂં છે. લલિત ! જો અહીંથી આગળ બગીચો છે, જેમાં હું કોઈ કોઇ વાર જઈને બેસું છું." એમ કહેતી તે એક આસન પર બેસી ગઇ અને લલિતને એ સુંદર દશ્ય બતાવવા લાગી.

ભોજન પીરસાયું. દૂધ, ફળ અને આટાની મજેદાર ચાનકીઓ ભોજનમાંની મુખ્ય વસ્તુઓ હતી. અમે ત્રણ જણ પેટ ભરીને જમ્યાં. જે રૂપાનો રાજદંડ લલિતને વિવાહવિધિ વખતે આપવામાં આવ્યો હતો તેને લલિત સાથે લઇને જ ફરતો હતો. અત્યારે તે એક મેજ ઉપર તેણે મૂક્યો હતો, પરન્તુ જમી રહીને લલિત ઓરડામાં આમ-તેમ ફરવા લાગ્યો તે વખતે તે મેજની સાથે તેનો હાથ અથડાવાથી દંડ ભોંયે પછડાયો. માયા તુરત બોલી ઉઠી : "એ પવિત્ર રાજદંડ પછડાયો, લલિત !"

"તેથી શું સત્યાનાશ વળી ગયું ?"

માયાએ ઉઠી દંડ ઉંચકી પાછો મેજ પર મૂકતાં હસીને કહ્યું: "તને આવી વસ્તુઓની પવિત્રતા તરફ પૂરતી માનબુદ્ધિ હોય તેમ જણાતું નથી."

"બહુ જ થોડી." લલિતે જવાબ આપ્યો : "માયા ! જ્વાલામંદિરમાં જ મેં તને કહી દીધું હતું કે હું તમારો ધર્મ કે વિધિ કશું જાણતો–સમજતો નથી. હું માત્ર મારો ધર્મ સમજું છું, પણ તેમાંએ મારા ધર્મમાંની મૂર્તિપૂજા તરફ મને બિલકુલ શ્રદ્ધા નથી. તેટલા માટે હું તને કહી દઉં છું કે આવી પવિત્ર વસ્તુઓનું માન કે અપમાન એવો કાંઇ હિસાબ મારાથી રાખી શકાશે નહિ અને જેમાં મને શ્રદ્ધા નથી, તે હું તારે ખાતર પણ કરવાનો નથી."

મેં ધાર્યું કે હવે માયા ગુસ્સે થયા વિના રહેવાની નથી, પરન્તુ તેથી ઉલટું તેણે મસ્તક નમાવીને નમ્રતાથી કહ્યું : " લલિત ! તારો ધર્મ પાળવાને તું સ્વતંત્ર છે, અને હવે તો તારો ધર્મ એ જ મારો ધર્મ પણ છે."

" એમ કેમ ? " લલિતે આતુરતાથી પ્રશ્ન કર્યો.

" બધા મહાન ધર્મો એક જ ફુવારાની જૂદી જૂદી ધારાઓ માત્ર છે. સમયને અને લોકોને અનુસરીને તેમાં જરૂર પુરતા માત્ર ફેરફારો કરવામાં આવેલા હોય છે, બાકી બધાનો મૂળ સિદ્ધાન્ત એક જ હોય છે. માત્ર એક મહાન શક્તિ આખા વિશ્વમાં રાજ્ય કરી રહી હોય છે અને તે જ શક્તિનાં પૃથક્ પૃથક્ સ્વરૂપો આપણે જૂદા જૂદા દેશમાં, જૂદી જૂદી પ્રજામાં, જૂદે જૂદે સમયે જોઇએ છીએ. બધા ધર્મોનો મૂળભૂત એક જ સિદ્ધાન્ત એવો છે કે પવિત્ર આત્માઓને હમેશાં પવિત્ર જીવન પ્રાપ્ત થાય છે અને દુષ્ટાત્માઓને અપવિત્ર જીવન કિંવા મૃત્યુવત્ જીવન પ્રાપ્ત થાય છે; મનુષ્ય પોતાનાં મનસ અને કર્મોવડે ઘડાય છે અને તેને આધારે તેને સ્વર્ગ–નરકની પ્રાપ્તિ થાય છે; આત્માનું સાચું નિવાસસ્થાન આ પૃથ્વી નથી પરન્તુ પૃથ્વીની પેલે પારનું જગત્ છે કે જ્યાં તેને સુખ–દુઃખનો નહિ પણ મુક્ત દશાનો અનુભવ થાય છે. બોલ તું આટલી વાતો તો માને છે ને ?"

" હા માયા ! એ સિદ્ધાન્તો મને માન્ય છે. પણ તું કોઈ પ્રકૃતિ દેવીને માને છે કે જેની સાથેના તારા ભૂતકાળના વ્યવહારની વાત તેં મને કહી છે. વળી તેં એ પ્રકૃતિ દેવીની જ પ્રાર્થના કરી હતી અને તે મેં સાંભળી છે. એ પ્રકૃતિ દેવી વળી કઇ છે ? "

" પ્રકૃતિ દેવી તે આ વિશ્વની કુદરત પોતે છે. તે વસ્તુત:

એક દેવી નહિ પણ વિશ્વની ભેદી શક્તિ છે. વિશ્વવ્યાપી માતૃત્વ કે જેનું મૂર્તિમત સ્વરૂપ તેં જ્વાલામંદિરમાં જોયું છે તે તેનું માત્ર એક રૂપ છે. અન્યત્ર તેનું બીજું રૂપ પણ સંભવિત છે. તે અજર છે, અમર છે. તેના રહસ્યમાં જ ઇહલોકનું જીવન અને જ્ઞાન સમાઇ રહેલાં છે."

"એ માતા તો દયાળુ હોવી જોઇએ, તેને બદલે તને અને મને તેણે ખૂબ ખૂબ દુઃખો આપ્યાં! મેં અને તેં હજારો વર્ષ પર તેની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેનાં એવાં ફળ તેણે આપ્યાં તો તે દયાળુ કહેવાય કે નિર્દય?" લલિતે શાન્તિથી પ્રશ્ન કર્યો.

માયાએ ગંભીરતાપૂર્વક લલિતની તરફ દૃષ્ટિ કરી અને જવાબ આપ્યો: "પ્રકૃતિદેવી દયાળુ તો છે જ. તે આપણા આત્માને નિ-ર્મળ થએલા જોવા ઇચ્છે છે અને તે આપણને નિર્મળતા તરફ જ દોરી જાય છે; પરન્તુ દરેક આત્માને નિર્મળતા તરફ દોરી જ-વાનો માર્ગ એક જ અને એકસરખો હોતો નથી. આ કારણથી તે દયાળુ માતા કોઇ વાર નિર્દયતાનો સ્વાંગ પહેરીને આપણી સમક્ષ આવે છે, કોઇ વાર દયાળુ બનીને પણ આવે છે. નિર્દયતાથી તે આપણને પીડે છે, પરન્તુ એ પીડા પમાડીને છેવટે તો તેનો આશય આપણને સુખી કરવાનો જ હોય છે. આટલા જ કારણથી કર્મવાદમાં માનનારાઓ સત્કર્મનાં સારાં ફળ અને દુષ્કર્મનાં નઠારાં ફળ માને છે અને એ કર્મવાદમાં પણ પ્રકૃતિદેવીના દયાળુ તથા નિર્દય સ્વરૂપ જ પ્રતીત થાય છે."

"ત્યારે જગતમાં આપણને કર્મ કરવાની પ્રેરણા કોણ કરેછે?"

"માયા!"

"માયા ?" લલિત આંખો ફાડતો ચમકીને બોલી ઉઠયોઃ "તું જ તે માયા ! તારીજ પ્રેરણાથી શું હું આટલા આટલા અવતારો કરીને રખડયો ?"

"હા !" માયા હસીને બોલીઃ "હું 'માયા' તો ખરી, પરન્તુ જગતમાં વ્યાપી રહેલી માયા કાંઈ મનુષ્યને દુષ્કર્મમાંજ પ્રેરતી નથી, તે સત્કર્મમાં પણ પ્રેરી શકે છે. એ માયાને જીતનારજ મુક્ત દશા ને પામે છે."

"પણ જો બે હજાર વર્ષ પૂર્વે હું અને તું પ્રથમ મળ્યાં એ વાત સાચી હોય તો આટલાં વર્ષનું મારૂં ભ્રમણ તારા એ દુષ્પ્રતાપને જ આભારી છે, માયા !" ગંભીર વદન કરીને લલિત આગળ બોલ્યોઃ "મને લાગે છે કે આપણે એક બીજાનો ત્યાગ કરીને આપણી ભાગ્યરેખાને અધીન થઇ વર્તીએ તો આપણું આત્મકલ્યાણ વહેલું સિદ્ધ થાય."

માયાના મન ઉપર વજ્રપાત થયો હોય તેમ લાગ્યું. તેનું મ્હોં ફીકકું પડી ગયું અને તે બોલીઃ "લલિત ! તો શું તું વિજ્જુલરેહા પાસે જવા ઇચ્છે છે ? હું તને કહું છું કે તું મને છોડી જઇ શકવાનો નથી. મારામાં શક્તિ છે. મેંજ એક વાર તારો ઘાત કર્યો હતો તે તું જાણી લેજે. તને એ કશું સાંભરતું નથી, પામર પુરૂષ ! પરન્તુ મને તે બરાબર સાંભરે છે. આ વખતે હું તારા મુડદાને પકડીને બેસી રહેવાની નથી, પરન્તુ તને જીવતો જ પકડી રાખવાની છું. લલિત ! હવે તું જરા મારી સુંદરતા તરફ દૃષ્ટિપાત કર !" લલિતની આંખો સાથે પોતાની આંખો મિલાવીને તે બોલીઃ "હવે જો તારામાં શક્તિ હોય, તો ભલે તું જા ! પણ તું આમ મારી નજીક

કેમ આવે છે ? આ તે કાંઈ ચાલ્યા જવાની રીત છે ? ના, હું તને મારા સૌંદર્ય–માધુર્યની મોહિનીથી લલચાવીને પકડી રાખવાની નથી. જા, લલિત ! તારે જવું હોય તો ભલે જા ! જા, મારા પ્રિયતમ ! મને એકાંતમાં જ મારાં પાપોનું ફળ ભોગવતી અહીં પડી રહેવા દે. હવે તું એકદમ ચાલ્યો જા. વિજ્જુલરેહા તને વસંતઋતુ આવતાં સુધી આશ્રય આપશે અને ત્યારપછી તું પર્વત ઓળંગીને તારા દેશમાં જઈ શકીશ. તારા દેશના ક્ષુલ્લક દેખાવોમાં તને વધુ મજાહ પડશે. જો લલિત ! રખેને તું મારા સૌંદર્યથી લોભાઇ જાય, તેટલા માટે હું પુનઃ મારા વદન ઉપર બુરખો પહેરી લઉં છું." એમ કહેતાં તેણે એક વસ્ત્રથી પોતાનું મ્હોં ઢાંકી દીધું અને તુરત જ એક પ્રશ્ન કર્યો: "બોલ, થોડી વાર પહેલાં તું જ્વાલામંદિરમાં હુરપાળની સાથે આવ્યો નહોતો ? હું ધારૂં છું કે મેં તમને બેઉને દૂર દૂર ઊભેલા જોયા હતા."

લલિતે જવાબ આપ્યો: "હા, અમે તને શોધવાને આવ્યા હતા."

"અને ત્યાં તમે જે કાંઇ શોધવા આવ્યા હતા, તે કરતાં વધારે તમે કાંઇક જોયું હતું, નહિ વારૂ ? વારૂ, મારી પણ એવીજ ઇચ્છા હતી કે તમે ત્યાં આવો અને જુઓ. જે જગ્યાએ આવવાથી બીજાઓનું જરૂર મૃત્યુ થાય તે જગ્યાએ મેંજ તમારૂં રક્ષણ કર્યું હતું."

"ત્યાં આસનપર બેસીને તું શું કરી રહી હતી વારૂ ? જે છાયા સરખી આકૃતિઓ તને નમન કરી રહી હતી તે કોની આકૃતિઓ હતી ?" લલિતે પૂછ્યું.

"લલિત! મેં ઘણા આકારોમાં અને ઘણા દેશોમાં રાજ્ય કર્યું છે. કદાચ તેઓ મારા પ્રાચીન સમયના અવતારોના સાથીઓ હશે. અથવાતો મારા પુરાતન સેવકોના પ્રેતાત્માઓ હશે, અને મારા સમાચાર જાણીને મને અભિનંદન આપવા આવ્યા હશે; કદાચ તે બધી તારા મગજના વિચારોની છાયાકૃતિઓ પણ હોય, કે જેવી આકૃતિઓ તેં પેલા આતશી પડદાપર જોઇ હતી, અને તારૂં મનોબળ જાણવાને મેં તને તે આકૃતિઓ બતાવી હતી. લલિત! હવે તું સત્ય જાણી લે! સત્ય વાત એ છે કે બધી વસ્તુઓ માત્ર માયાની છાયા છે! ભૂત કે ભવિષ્ય કશું છે જ નહિ! જે કાંઇ થઈ ગયું છે અને જે કાંઇ થવાનું છે, તે અત્યારે અને નિરંતર વર્તમાન–સદા અમર છે. તું સમજી લે કે હું માયા કોણ છું? જ્યારે તું મને દુષ્ટ જુએ ત્યારે હું દુષ્ટ છું, સુંદર જુએ ત્યારે હું સુંદર છું! આ આત્માના પરપોટામાં તારા મધુર સ્મિતનું કે તારા તીવ્ર રોષનું પ્રતિબિંબ જ માત્ર પડે છે. આસન ઉપર વિરાજમાન થએલી મહારાણી કે જેની સમીપે દેવાકૃતિઓ નમન કરી રહી હોય તેની તું કલ્પના કરીશ એટલે હું તને તેવી દેખાઇશ; સુકાઈને ખખ્ખ બની ગયેલા ભયંકર આકારની તું કલ્પના કર, એટલે હું તને તેવી દેખાઇશ, કે જેવી તું મને અગ્નિકુંડની કિનારી પર જોઇ ચૂકયો છે. તારે મારી પાસેથી નાસી જવું હોય તો નાસી જા, તારે મારી પૂજા કરવી હોય તો પૂજા કર! ખરાબ પણ મારા આત્મામાં રહેલું છે, સારૂં પણ રહેલું છે. તું જે કાંઇ ધારે તે મારામાં છે એમ સમજી લે. લલિત! બધા સત્યનું સત્વ આ છે; હવે તારી ઇચ્છામાં જેમ આવે તેમ કર! નહિ, હરપાળ! તું કશું બોલીશ મા; અત્યારે તો લલિત એકલાએ જ વિચાર કરીને જવાબ આપવાનો છે."

મેં ધાર્યું કે હવે લલિત સીધો બારણા તરફ ફરીને ત્યાંથી ચાલ્યોજ જશે. તે ફર્યો અને બારણા તરફ ચાલ્યો, પણ બહાર ન જતાં પાછો ફર્યો; અને પછી તો તેણે આમથી તેમ ટહેલતાં વિચાર કરવા માંડયો. પછી તે જ્યાં માયા ઊભી હતી ત્યાં આગળ આવ્યો અને બોલ્યોઃ "માયા ! જ્યારે તું મારી દષ્ટિને બુદ્ધી ખખ્ખ દેખાઇ ત્યારે હું તેને વળગી રહ્યો, તે તું જાણે છે. હવે જ્યારે તું નિખાલસતાથી બધી વાત સ્પષ્ટ કરી નાંખે છે અને તું સારા કે નરસા પ્રેતાત્માઓની અધિષ્ઠાત્રી છે તે વાત પણ છુપાવ્યા વિના કહી દે છે, ત્યારે તું સારી હોય કે નરસી હોય, દેવી હોય કે ચૂડેલ હોય, ગમે તે હોય, હું તને વળગી રહેવાનું જ ઇષ્ટ સમજું છું. ભલે હું તારાં પાપનો ભાગીદાર બનું. તેની મને ચિંતા નથી. એ પાપનાં કડવાં ફળો ભોગવવાં પડે તો તેની પણ મને ચિંતા નથી. હું જોકે નિર્દોષ છું, તોપણ તારે ખાતર તારાં પાપોની ભાગીદારી મને ઇષ્ટ છે અને તેથી હું સંતુષ્ટ છું." એમ બોલતો જ લલિત આસનપર બેસી ગયો.

માયાએ તે સાંભળ્યું. તત્ક્ષણ તેણે ઓઢેલો બુરખો તેના વદન પરથી નીચે સરકી ગયો. ક્ષણભર તે આશ્ચર્યચકિત થઇને ચૂપ ઊભી રહી, અને પછી તુરતજ તેની આંખોમાંથી કારમી અશ્રુધારાઓ જોસબંધ વહેવા લાગી. આસનપર બેઠેલા આશ્ચર્યચકિત લલિતની સમક્ષ તે ઊભી રહી, તુરત તેની સમીપે તે ધુંટણે પડી અને મસ્તક નમાવી રહી ! હા ! તે દેવાંશી સુંદરી, તે પ્રેતાત્માઓની અધિષ્ઠાત્રી, તે માનિની માયા, અત્યારે એક મનુષ્યપ્રાણીના પગ પાસે પોતાનું મસ્તક ઝુકાવી રહી હતી !

લલિત ભયચકિત થઇ ગયો, ઉન્મત્ત સરખો બની ગયો. આ

કરૂણાજનક દશ્ય જોઈને તે છલંગ મારતો ઉઠયો અને નીચા નમીને તેણે અશ્રુધારા વર્ષાવતી માયાને પોતાના હાથથી પકડીને ઊભી કરી આસનપર બેસાડી.

છેવટે શાન્ત થતી માયા બોલી: "વ્હાલા લલિત! તેં શું કર્યું છે તેનો હજી તને ખ્યાલ નથી. અગ્નિકુંડની સમીપે તેં જે કાંઇ જોયું છે અથવાતો જવાલામંદિરમાં તેં જે દેખાવો જોયા છે તેને ભલે તું માત્ર ખોટા ખ્યાલો માનજે; તારી ઇચ્છા હોય તો ભલે પ્રકૃતિદેવીના કોપની વાતને તું જોડી કાઢેલી વાર્તાના જેવી ગણજે; પરન્તુ એટલું તો સત્યજ છે કે અનેક યુગોથી તારે માટે—તને મેળ-વવા માટે મેં પાપો કર્યાં છે. તારી સામે અને એક બીજાની સામે પણ મેં પાપો—અપરાધો કર્યા છે. તારે માટે મેં સુંદરતા અને યૌવન ખરીદ્યાં હતાં અને વર્ષોસુધી નિભાવ્યાં હતાં, પરન્તુ તે સુંદરતા અને યૌવનની મોંઘી કિંમત મારે વ્યાજ સાથે ભરી દેવી પડી છે! એ કરજનો છેલ્લો હપ્તો જે સૌથી મોટો હતો અને ઘણો આકરો હતો, જે હપ્તો ભરતાં મારે હાંસીપાત્ર થવું પડયું છે, એકાંતમાં રહેવું પડયું છે અને રોજ ને રોજ તીવ્ર વેદના વેઠવી પડી છે, તે હપ્તો પણ હવે મેં પૂરેપૂરો ભરી દીધો છે અને છેવટે કરજમાંથી મારો છૂટકારો થયો છે. હા, મારા કરજના છુટકારા અને મારી વચ્ચે તુંજ એક દિવાલની પેઠે ઊભો હતો. પ્રકૃતિની કૃપાથી મને વું વર-દાન મળ્યું છે કે જો તું મને પ્રાપ્ત થાય તો આપણે એક બીજાની મુકિતમા મદદગાર થઈ શકીએ."

લલિત વચ્ચે કાંઇ બોલવા જતો હતો. પરન્તુ તેને અટકાવીને માયા આગળ બોલવા લાગી: "જો, લલિત! મારી પાસે આવતાં

તેં ત્રણ મોટી ઘાતો પસાર કરી છે. પહાડો ઉપરની આકરી મુસાફરી, કાબુનની બરફની નદીમાં તૂટી પડવાનો અકસ્માત અને કાળના કૂતરાઓનો હલ્લો. આ ઉપરાંત ત્રણ આકરી આત્મિક કસોટીઓ-માંથી પણ તારે પસાર થવું પડ્યું છે. વિજ્જુલરેહાના મનોવિકારને તાબે થયા વિના તું અડગ રહ્યો છે અને તેમાં તું વિજયી નીવડયો છે તે એક કસોટી. રણ અને બરફનાં મેદાનો ઓળંગતાં તેં સુખ-સગ-વડની આશાએ ભટકયાં કર્યું હતું અને એ સુખસગવડ ન પ્રાપ્ત થયાં છતાં તારી શ્રદ્ધા ડગી નહિ એ બીજી કસોટી. નદી ઉપરની આચ્છા-દિત કઢણ ઉપરથી સરકી પડતાં નીચે કયાં પડાશે અને જીવાશે કે નહિ તેનો વિચાર કર્યા વિના જે શ્રદ્ધાથી તું સરકી પડયો તે તારી ત્રીજી આત્મિક કસોટી. મારી ઉપરના તારા પ્રેમને લીધે તેં આ બધા સાહ-સો વેઠયાં, આંધળાં જોખમો ઉઠાવ્યાં, અને અનેક પ્રકારના ભયો સહન કર્યાં, પરન્તુ તે કરતાં પણ વધારે મોટું જોખમ તેં મારા આત્માની સાથે ભાગીદારી કરવામાં ઉઠાવ્યું છે. કેમ, આ બધું હવે તારા સમ-જવામાં આવ્યું ?"

લલિત ધીમેથી બોલ્યો: "બધું નહિ, પણ કાંઇક કાંઇક સમજાય છે."

માયા અધીરાઇથી બોલી ઉઠી: "ખરેખર તારી આંખોની આડે અજ્ઞાનનાં બેવડાં પડ ચડેલાં લાગે છે. હવે સાંભળ, જો તેં ગઇ કાલે મારા ભયંકર સ્વરૂપને જોઇને મારો અસ્વીકાર કર્યો હોત તો કદાચ મારે આ સ્થાને જ્વાલામંદિરની અધિષ્ટાત્રી તરીકે પુનઃ કેટલાક વખત સુધી થોભી રહેવું પડત. આ વખતે તારી સમક્ષ પહેલી લાલચ ઊભી હતી; નહિ નહિ, એ તો બીજી લાલચ હતી; પહેલી લાલચ તો તને વિજ્જુલરેહાનું સૌંદર્ય અને વૈભવ આપી ચૂકયાં હતાં. પરન્તુ આ

એક વખતે લાલચને તેં ઠોકરે મારી અને મારી પ્રત્યેના પ્રેમમાં જ તું અડગ રહ્યો. એ અડગ પ્રેમની જાદૂઇ અસરથી મારૂં જીત્વ અને મારી સુંદરતા મને પાછાં પ્રાપ્ત થયાં. આજે રાત્રે જ્યારે મેં તને જ્વાલામંદિરમાં પેલું દ્રશ્ય બતાવ્યું અને મારા આત્માનાં પાપો તારી સમક્ષ ખુલ્લાં કર્યાં ત્યારે જો તેં મારો અસ્વીકાર કર્યો હોત તોપણ મારે એકાંત વાસની અનંત અને ભયંકર રાત્રિજ પસાર કરવી પડત, કારણકે હું લાચાર થઇ જાત. આ તારા આત્માની ત્રીજી કસોટી થઈ અને તેમાં પણ તું તારી દઢતાથી સફળ નીવડયો છે. લલિત! તેં મારા ગળાની આસપાસ ભચરડાયલા ભાગ્યના બંધને આ રીતે છોડયા છે. હવે હું તારી દ્વારા નવો અવતાર પામીશું અને તારી સાથે જ સાચું જીવન ગાળવાની આશા મારામાં પુનઃ પ્રકટ થઇ છે, છતાં—છતાં કદાચ હજી પણ મારે માટે તારે સહન કરવું પડે—"

લલિત ગંભીરતાથી વચ્ચે બોલી ઉઠયોઃ "તો હું સહન કરી લઇશ અને એ રીતે દુઃખનો અંત આણીશ. હવે માત્ર થોડી બાબતો સિવાયની બીજી બધી બાબતો વિષે મારા મગજમાં સ્પષ્ટતા થઈ ગઇ છે અને છેવટે આપણને બધાંને ન્યાય મળવો જ જોઇએ. તારા આત્માને બાંધનારાં બંધનો જો મેં તોડયાં હોય, જો મેં મારે માથે જોખમ વહોરીને તારાં કોઈ આત્મિક પાપોમાંથી તને મુક્ત કરી હોય, તો મારૂં જીવ્યું સાર્થક થયું છે અને જરૂર પડતાં મારૂં મરણ પણ સાર્થક જ થશે. માટે હવે આ બધી ચર્ચા આપણે પૂરી કરી નાંખીએ. પરન્તુ એક બાબતનો તું મને જવાબ આપ : માયા! પેલા અગ્નિસરોવરની કિનારી ઉપર તારા દેહનો કારમો ફેરફાર શી રીતે થયો?"

"લલિત! અગ્નિમાં પડીને હું તને છોડી ગઈ હતી અને અગ્નિમાંથી

જ પાછી હું તને મળી છું; કદાચ અગ્નિમાં જ પુનઃ આપણે બેઉ વિદાય થઇશું! અથવાતો કદાચ આ ફેરફાર તમારી બધાની દૃષ્ટિને જ દેખાયો હોય અને મારામાં કાંઇ ફેરફાર ન પણ થયો હોય. બસ, હું જવાબ આપી ચૂકી છું, અને તે વિષે તું મને કશું વધારે પૂછીશ મા."

"તોપણ એક સવાલ તો મારે તને પૂછવોજ પડશે: આજે રાત્રે આપણો વિવાહ થયો, હવે તું મને પરણીશ ક્યારે?"

"હમણાં નહિ, હમણાં નહિ!" માયાએ ઉતાવળે જવાબ આપ્યો અને એ જવાબ આપતાં તેનો સ્વર ધ્રુજવા લાગ્યોઃ "લલિત! એ વિચારમાં રહેલી તારી આશાને તારે થોડો સમય મુલ્તવી રાખવી પડશે; એ આશા પાર પડતાં થોડા માસ થશે અને કદાચ એકાદ વર્ષ પણ થઈ જાય. જેટલો વખત તારે મારા મિત્ર અને પ્રેમિક તરીકે જ સંતોષ મેળવવો પડશે."

અત્યંત નિરાશ થતાં તેણે પૂછ્યુંઃ "એમ કેમ? તારા મિત્ર અને પ્રેમિક તરીકે તો હું ઘણોએ વખત રહી ચૂક્યો છું. વળી હું દિવસે દિવસે ઘરડો થતો જઉં છું, તારી પેઠે જુવાન થતો જતો નથી. આ જીંદગી ચંચળ છે. કોઇ કોઈ વાર મને એવો વિચાર થાય છે કે જાણે મારૂં મૃત્યુ નજીક આવ્યું છે."

માયા ભયથી કમ્પી જતી બોલીઃ "એવા અમંગળ શબ્દો બોલ મા, મારા પ્રિયતમ! છતાં તું સાચું બોલે છે. કાળ અને ભાગ્યના અકસ્માતોની સામે થવાનું તારામાં સામર્થ્ય નથી. અહા! કેવું ભયંકર! તારે ફરીથી મરવું પડશે અને મને જીવતી છોડીને ચાલ્યા જવું પડશે."

"તો પછી, માયા! મને તારી જીંદગી આપ!"

"જો તું મને મૃત્યુરૂપી આશીર્વાદ બદલામાં આપી શકતો હોય તો હું તને ખુશીથી મારી બધી જીંદગી આપી દેવા ખુશી છું." તે કારમા ઉદ્વેગથી આગળ બોલીઃ 'અહો! ગરીબ બિચારો મનુષ્ય! તમે દેવ-દેવીઓને પ્રાર્થના કરોછો કે અમને ઘણાં વર્ષોનું લાંબું જીવન આપો! પરન્તુ તમે જાણતાં નથી કે તમે તમારા અંતરમાં એક એવું બીજ રોપો છો કે જેના ફળ તરીકે તમોને હજારો દુઃખો પ્રાપ્ત થાય છે. તમે જાણતાં નથી કે દુનિયા એક મોટું નરકસ્થાન છે તેના જૂદા જૂદા ખંડોમાં આત્મા રહે છે, ભટકે છે, અને કંટાળી જઇને પાછો સાચું સુખ તથા શાન્તિ મેળવવાને ત્યાંથી નીકળી જાય છે. લલિત! તું વિચાર કરજે કે અમર જીંદગી ભોગવતાં અહીં રહેવું અને વળી મનુષ્ય પ્રાણી તરીકે જીવવું એ કેટલું દુઃખદાયક હોવું જોઇએ. જમાનાઓ સુધી જીવ્યા કરવું અને આપણાં વહાલાં મનુષ્યોને મરતાં તથા મૃત્યુની પેલે પારની ભૂમિમાં ચાલ્યા જતાં જોવાં કે જ્યાં જઈ પહોંચવાની આપણે આશા પણ રાખી શકીએ નહિ; ઘડી-ઘડીનો દિવસ બને અને દિવસ-દિવસનું વર્ષ થાય, એવાં સેંકડો ને હજારો વર્ષ આપણે જીવ્યાં કરીએ, અને આપણાં વહાલાં મનુષ્યો ફરીથી જન્મ લે ત્યારે તેઓ આપણને ઓળખી પણ શકે નહિ, આપણા પ્રેમને વિસરી જાય અને પુનઃ મૃત્યુ પામે: એ બધાં લાંબી જીંદગીનાં દુઃખો શું જેવાં તેવાં છે લલિત? અહા! લાંબી-લાંબી જીંદગીમાં આપણે કરેલાં પાપો આપણી દૃષ્ટિ સમીપે તરવર્યા કરે, એ પાપનો અંબાર થએલો આપણે આપણી નજરે જોઇએ, તેનાં માઠાં પરિણામો જોઇને આપણું દિલ સેકાતું જ રહે, અને એ બધું ભૂલી જવાની ઇચ્છા કરીએ તો તે ભૂલી શકાય જ નહિ: એવી સ્થિતિમાં અમર જીંદગી આશીર્વાદ સમાન નહિ, પણ એક ભયંકર શ્રાપ સમાન જ

થઇ પડે! અને વળી સાંભળ! લાંબી જીંદગી ભોગવીને અપાર જ્ઞાન મેળવવું, પરન્તુ જે જ્ઞાન મનુષ્ય પ્રાણીથી મેળવી શકાય જ નહિ તેવા જ્ઞાનના ઘુંટડા માટે ટળવળવું પડે; ધન તથા સત્તા એકત્ર કરવાં પરન્તુ તેને પાછાં હાથમાંથી ચાલ્યા જવા દેવાં પડે; કીર્તિ પ્રાપ્ત કરવી અને કીર્તિગાનના શ્રવણમાં મસ્ત બનવું પરન્તુ તેજ કીર્તિને પાછી પગનીચે જ કચડી નાંખવી પડે; આ પ્રમાણે લાંબી જીંદગીના અનેક આશીર્વાદો પ્રાપ્ત કરવાને દેવોને પ્રાર્થના કરવી પરન્તુ જ્યારે જીંદગીથી કંટાળી જવાય ત્યારે એજ દેવોને કહેવું કે તમારા આશીર્વાદ પાછા લઇને મૃત્યુનું વરદાન આપો: આ બધી શું હૃદયને વિદારી નાંખનારી યાતનાઓ નથી? લલિત! તું જે અમર જીંદગી માંગે છે તે આ પ્રકારની છે; બોલ, તેવી જીંદગી હવે તને જોઇએ છે?"

લલિતે જવાબ આપ્યો: "આ બધી યાતનાઓ એકલાં રહેવાથી જ અનુભવવી પડે એ ખરૂં છે, પરન્તુ જો તે બધું તારી સાથે રહીને અનુભવવાનું તો તે યાતનાઓ પણ મને આનંદદાયક લાગે."

"ભલે, તારી એવી ઇચ્છા છે તો તેમ કરીશું. વસંતઋતુમાં જ્યારે બરફ પીગળી જશે અને માર્ગો ખુલ્લા થશે ત્યારે આપણે સાથે કામરૂ દેશમાં જઇશું અને જે અગ્નિમાં સ્નાન કરતાં તું એક વાર ન્હાઘો હતો તે અમર અગ્નિમાં તને સ્નાન કરાવીશ. પછી હું તારી સાથે લગ્ન કરીશ."

"પણ માયા! તે અમર અગ્નિની ગુફામાં જવાનો માર્ગ તો હમેશ માટે બંધ થઈ ગયો છે."

માયા બોલી: "મારા અને તારા માટે માર્ગ બંધ થઈ ગયો નથી. માટે વ્હાલા! તું તે માટે કશી ચિંતા કરીશ નહિ. કદાચ આખો પર્વત તેના માર્ગની આડે આવી ગયો હશે, તોપણ હું તે માર્ગ

ખુલ્લો કરી નાંખીશ. અહા! તું પણ મારા જેવો હોત તો કેવું સારૂં થાત! જો તેમ હોત તો આવતી કાલનો સૂર્ય ઉગ્યા પહેલાં આપણે બેઉ એ ગુફામાં પહોંચી જાત અને અમર અગ્નિમાં તું સ્નાન પણ કરી લઈ શકત. પરન્તુ તેમ બની શકે તેમ નથી, કારણકે તને ભૂખ–તરસ લાગે છે, ટાઢ–તાપ લાગે છે અને જળ તને ડુબાડી દઇ શકે છે. તલ્વાર તને કાપી નાંખી શકે છે અને માંદગી તારૂં જોમ હરી લઇ શકે છે. જો વિજળુલરેહાએ મારી આજ્ઞાનો અનાદર ન કર્યો હોત અને તને તું આવ્યો એવો અહીં મોકલી દીધો હોત તો આજે આપણે પર્વત ઓળંગીને રણ તથા નદીઓની પેલી પાર કેટલેય દૂર પહોંચી ગયાં હોત; પરન્તુ એમ થવાનું સરજાયું ન હતું એટલે આમ થયું, એમાં કોઇનો શો દોષ? હવે બરફ પીગળે ત્યાંસુધી આપણે રાહ જોવી પડશે. શિયાળો આવી પહોંચ્યો છે અને એવી ઋતુમાં પર્વત ઓળંગી શકાય જ નહિ."

"અહો! હજી તો આખો શિયાળો જશે, ત્યારપછી આપણે પર્વતો ઓળંગીશું, રણ ઓળંગીશું અને કામરૂદેશ તરફ જઈશું, એ હિસાબે તો લગભગ બે વર્ષ થઇ જાય! માયા! ગમે તેમ કર, એટલો બધો વખત હું રાહ જોઇ શકું તેમ નથી!" એમ કહેતો લલિત માયાને પગે પડતો તરફડવા લાગ્યો.

પરન્તુ માયાએ એ વિનતિ માન્ય જ ન રાખી. તુરતમાં પરણવાની તેણે ના જ કહી દીધી અને લલિતની દલિલો ગણકારી નહિ. તે ઉઠી અને અમને તેણે રજા આપી. અમે ત્યાંથી જવા નીકળ્યા, એટલે માયાએ મને કહ્યું: "હરપાળ! હવે તું પણ આરામ લે. ભય, ચિંતા, ઇત્યાદિ અનેક વૃત્તિઓએ તમને પજવ્યા છે, અને કદાચ બીજી વૃત્તિઓ પણ તમને પજવવાને ધાઇ આવશે. એ બધાંનું

ઔષધ આરામ છે. લલિત! નિરાશ ન થઇશ. મને પણ દુર્ભાગ્યે થોડી પજવી નથી, છતાં હું નિરાશ થઇ નથી. મારૂં નામ જ ' આશા ' છે અને આશા અમર છે. પછી વળી નિરાશા શી? દુર્ભાગ્યની સામે લડીને આશાએ અનેક આવરણોને છેદી નાંખ્યાં છે. તું પણ તારી અનેક કસોટીઓમાંથી પસાર થયો છે, તો આ એક વધુ કસોટી આગળ શું હારી જઇશ? નહિ, નહિ, મારા પ્રિયતમ! જા, સુખે નિંદ્રા લેઃ આવતી કાલ આપણે માટે શુભનો દિવસ છે."

એમ કહેતી માયા ત્યાંથી ચાલી ગઈ અને અમે અમારે રસ્તે પડ્યા. રસ્તામાં લલિતે મને પૂછ્યુંઃ " માયા મને તુરતમાં જ પરણવાની કેમ ના કહે છે?"

મેં જવાબ આપ્યોઃ " કારણકે તે બીહે છે."

## પ્રકરણ ૨ જું.

### લલિત ઉપર વાઘનો હલ્લો.

ત્યારપછીનાં કેટલાંક અઠવાડીયાં સુધી અમે માયા અથવા આશાના સાચા સ્વરૂપનો જ વિચાર કર્યા કર્યો. અમને એટલું તો સત્ય જણાયું કે માયાએ પ્રાપ્ત કરેલું જીવન એવું હતું કે જે મનુષ્ય પ્રાણીની દૃષ્ટિને તો કેવળ અમર જ લાગે. તે ભવિષ્ય જોઇ શકતી નહોતી છતાં તેની બીજી શક્તિઓ એવી હતી કે તેને દેવી કહેવામાં હરકત ન આવે. જે લોકો ઉપર તે સત્તા ચલાવી રહી હતી તે લોકો તેને દેવી જ માનતા અને દેવી તરીકે પૂજતા. અનેક જોખમો વેઠીને અને પરાક્રમો કરીને તેના પ્રાણરૂપ પુરૂષે-લલિતે તેને દુનિ-

યાના આ એક ખૂણામાંથી તેને શોધી કાઢી હતી. અહો! તે બેઉ આત્માનું જીવન કેવું અદ્ભુત અને ઓતપ્રોત થએલું હશે! ત્રણ વાર લલિત પોતાની માયા પ્રત્યેની એકનિષ્ઠામાં અડગ રહ્યો હતો. વિજ્જુલરેહા જેવી સુંદરી અને તેનું રાજપાટ એ બેઉની લાલચ ત્યજીને તે માયાને વળગી રહ્યો એ કસોટી નાનીસૂની નહોતી. અગ્નિ-સરોવરની કિનારીપર માયા તેના ભયાનક સ્વરૂપમાં ખુલ્લી થઇ ત્યારે પણ તેણે તેનેજ પસંદ કરી એ અડગતા તો અપૂર્વ હતી. અને છેલ્લે જ્યારે જવાલામંદિરમાં દેવો–ભૂતપ્રેતો–ઇત્યાદિની છાયાકૃતિઓને માયાને નમન કરતી મેં તથા લલિતે જોઇ, ત્યારે સ્વાભાવિક રીતે જ એમ જોઈ શકાતું હતું કે માયા કોઈ મનુષ્યપ્રાણી નથી પરન્તુ ભૂત–પ્રેતની અધિષ્ઠાત્રી કોઇ મલિન વાસનાવાળી દેવી કે અપ્સરા હોવી જોઇએ, છતાં તેનેય વળગી રહેવાની કસોટીમાંથી લલિત પસાર થયો. માયા વસ્તુતઃ પામર સ્થિતિની હતી. ભૂતપ્રેતો તેનાં નિત્યનાં સાથી હતાં. એ અપાર્થિવ આત્માઓનો સાથ તેને કરવો પડતો હતો અને કોઇ કોઇ વાર આડકતરી રીતે તે એ વાત સ્વીકારતી. તેની હરીફ વિજ્જુલરેહા જોકે છુંદાઈ ગઈ હતી, તોપણ હજી માયાને તેની ઇર્ષા થયા કરતી હતી. વસ્તુતઃ તે વિજ્જુલરેહાથી ભયભીત થતી હતી એમ કહીએ તોપણ ખોટું નથી. તેનો અંતરાત્મા તેને કહી રહ્યો હતો કે વહેલાંમોડાં વિજ્જુલરેહાની સાથે અથડામણમાં આવવું પડશે અને તે વખતે તેનો પોતાનો જ નિરાશાનો ઘુંટડો ગળવાનો વારો આવશે! તેને સૌથી વધારે મોટો ભય લલિતને માટે રહેતો હતો. લલિત માયાની બાજુએ ઊભો રહી તેના શરીરનો સ્પર્શ કરી શકતો, પરન્તુ માયાના ઓઠ ઉપર ચુંબન લેવા જતાં માયા તેને અટકાવતી, અને એવું ચુંબન લેવા માટે હજી બે વર્ષ સુધી રાહ

જોવી પડશે એવું લાગવાથી લલિતનો ઉત્સાહ મંદ પડતો હતો અને તેને શરીરે પણ શિથિલતા આવતી હતી. ધીમે ધીમે લલિતનો એ માનસિક અને શારીરિક રોગ વધ્યો. ભોજન ઉપર તેને અરૂચિ આ-વવા લાગી, તે શરીરે દુબળો અને ફીક્કો પડવા લાગ્યો, રાત્રે તેને ઊંઘ આવતી નહિ, અને પુનઃ પુનઃ તે માયાને પોતાનો વિચાર ફેર-વવા અને તુરત જ પોતાને પરણવા વિનવતો. લલિતની આ સ્થિતિને માટે માયા ચિંતાતુર રહ્યા કરતી, પરન્તુ તે પોતાનો પરણવા વિષેનો વિચાર ફેરવવા તૈયાર નહોતી. પરણવામાં આટલો વિલંબ કરવાનાં કારણો મેં અને લલિતે તેને ઘણી વાર એકાંતમાં પૂછેલાં; પરન્તુ તેનો માત્ર તે એટલોજ જવાબ આપતી કે "હું અમર છું અને લલિત અમર નથીઃ મૃત્યુની જે દિવાલ અમારી વચ્ચે ઊભી છે તેને ભેદવા માટે લલિતે કામરૂ દેશમાંના અમર અગ્નિમાં સ્નાન કરવું જોઇએ. જ્યાંસુધી તે તેમ ન કરી શકે, ત્યાંસુધી હું તેને પરણી શકું નહિ." હું તેને કહેતો કે "તું ભલે અમર હોય, પરન્તુ, એક સ્ત્રી તો ખરીજ ને?" આ પ્રશ્નના જવાબમાં તે વિચિત્ર હાસ્ય કરીને કહેતીઃ "હરપાળ! તને ખાત્રી છે કે હું ખરેખર એક સ્ત્રીજ છું? શું તારા દેશની સ્ત્રીઓ પોતાના મસ્તકપર મારા જેવો અલંકાર ધારણ કરે છે?" એમ કહીને તે પોતાના મસ્તકપર નિરંતર બળતી અખંડ જ્યોતનું સ્મરણ કરાવતી. વિશેષમાં તે પોતાના હાથની આંગળીઓ પોતાના કેશગુચ્છ ઉપર અને શરીરનાં અવયવો પર ફેરવતી અને તે વખતે તે કેવળ તેજનાજ અંબારરૂપ આકૃતિ હોય એવી દેખાતી. પુનઃ તે પોતાનો હાથ ખંખેરી નાંખતી કે જેથી તે પાછી સ્ત્રીના જેવી બની જતી અને તેને મસ્તકે પેલી અખંડ જ્યોતમાં જ તેની દિવ્યતા દેખાતી. એક વાર તેણે મને જ્યારે આવું દર્શન કરાવ્યું ત્યારે તે બોલીઃ

"બોલ હરપાળ! હું એક સ્ત્રીના જેવીજ સ્ત્રી છું? ગભરાઈશ નહિ. આ જ્યોત તને બાળશે કે દઝાડશે નહિ. કેવળ તેજના બનેલા શરીરવાળી સ્ત્રી તેં કદાપિ જોઈ છે?"

હવે મારી ધીરજ ખૂટી ગઇ અને મેં જવાબ આપ્યો: "મને ખાત્રી છે, માયા! કે તું અમને આ બધી તારી જાદુગરીથી ઘેલા બનાવી મૂકે છે! બોલ, ત્યારે તું પ્રેતાત્મા છે?"

તે બોલી: "આપણે બધાએ પ્રેતાત્માઓ છીએ. કદાચ મારામાં પ્રેતાત્મત્ા વિશેષ હશે! પણ એ વિષે ચોક્કસ જવાબ કોણ આપી શકે?"

"હું તો જવાબ આપી શકું તેમ નથી; અને તું તો એવી અલંકારવાળી વાણીમાં વાત કરે છે કે હું પૂરેપૂરૂં સત્ય સમજી શકતો નથી."

માયા હસી અને બોલી: "તું મુંઝાઇશ નહિ, હરપાળ! સત્ય તો અનેકરંગી છે. એક હીરાના જૂદા જૂદા પાસામાં પ્રકાશનાં કિરણો જૂદા જૂદા રંગ ધારણ કરે છે. સત્ય તેના જેવું છે. હીરાના પાસામાંના રંગો ઉપરથી પ્રકાશનો સાચો રંગ કેવો છે તે કહી શકાતું નથી, તેમજ બધાંય સત્યોના સંબંધમાં સમજવું."

હવે હું માયાના સત્ય સ્વરૂપ વિષે કાંઇ કાંઇ અનુમાનો કરવા લાગ્યો. એક વાર મને લાગ્યું કે તે દિવ્ય શક્તિ કેળવી ચૂકેલી કોઇ જાદુગરણી હશે; બીજી વાર મને લાગ્યું કે તે દેવલોકની કોઇ અપ્સરા હશે અને મૃત્યુલોકના માનવીની સાથે લગ્નનું સુખ ભોગવવાની કામનાથી અહીં આવીને રહી હશે; ત્રીજી વાર મને લાગ્યું કે તે કોઇ દેવીજ હશે–કદાચ પ્રકૃતિદેવી પોતેજ હોય અને લલિતની કસોટી કરવાને

અવતરી હોય ! પર્વત ઉપર અમે બધાએ માયાને ભયાનક વૃદ્ધ સ્વરૂપમાં જોઈ હતી, તે સ્વરૂપ તેનું તે વખતનું ખરેખરૂં સ્વરૂપ હશે કે પોતાના પ્રેમિકના પ્રેમની કસોટી કરવાને તેણે એ સ્વરૂપ પોતાની દિવ્ય શક્તિથી ધારણ કર્યું હશે તે વિષે હું એક નિર્ણયપર આવી શકયો નહિ. કદાચ પૂર્વે મરણ પામેલી વૃદ્ધ આશાદેવીના ખોળીયામાં માયાના પ્રેતાત્માએ દાખલ થઇને નવી આશા તરીકે મંદિરનું અધિષ્ઠાત્રી પદ ગ્રહણ કર્યું હોય; અથવાતો એ વૃદ્ધ આશા મરવાના સમયેજ કામરૂ દેશની અમર અગ્નિવાળી ગુફામાંથી માયા પોતાના ભયાનક વૃદ્ધ દેહેજ વાયુદ્વારા કાબુલના પહાડપર આવી પહોંચી હોય અને કામરૂદેશની માયા અહીં આશાનું રૂપ લેઇ બેઠી હોય. તે આટલી બધી શક્તિમાન હશે તેનું કારણ હું સમજી શકયો નહિ. તે અમારી પાસે આવવાને બદલે અમને તેણે સોળ વર્ષની રખડપટ્ટી કરવાને અહીં બોલાવ્યા તે ઉપરથી તેની ઉપર પણ કાંઈ વિશેષ શક્તિનું ઉપરીપણું હશે એમ મને લાગ્યું; છતાં અમારી સોળ વર્ષની રખડપટ્ટીમાં તેની અદશ્ય શકિત અમારા સાથેજ હતી, તે અમારૂં બરાબર રક્ષણ કરતી હતી, અમારા દરેક વિચારો વાંચતી હતી તથા વાતો સાંભળતી હતી, એ તો મને અત્યારે સ્પષ્ટ રીતે સમજાતું જતું હતું. ટૂંકામાં કહું તો હું કોઇ અદ્ભુત, અકથ્ય અને ભેદી શકિતના પરિચયમાં રહીને દિવસો ગાળતો હતો અને કેટલાક બનાવો અને દશ્યોનાં રહસ્યો સમજવાનું મથન કરવા છતાં નિષ્ફળ થતો હતો અને કોઈ વાર એ મથનને અંતે કાંઇ નિર્ણયપર આવતો, તો તે નિર્ણય પણ સત્ય હોવા વિષે હમેશાં સંશયિત જ રહેતો હતો. આવા પુનઃ પુનઃ અનુભવથી મને નિરાશા સાથે માનવું પડતું કે એવાં રહસ્યોને પામવાનો મનુષ્યને અધિકાર નથી અને એ અધિકાર નહિ

આપવામાં પ્રભુએ આ મૃત્યુલોકના માનવીનું હિત કરવાનોજ હેતુ રાખ્યો હશે. આ રીતે હું શાંતિ અને આશ્વાસન મેળવતો.

હું ઉપર કહી ચૂક્યો છું કે લલિતના મન તથા શરીરની સ્થિતિને માટે માયા ચિંતાતુર રહ્યા કરતી હતી. માત્ર લગ્નની બાબત સિવાય બીજી બધી બાબતમાં તેની સગવડ પૂરેપૂરી રીતે સાચવવામાં આવતી અને તેની ઇચ્છાને સંતોષવામાં આવતી. લલિતને માયાના સહવાસમાં રહેવાનું બહુ ગમતું એટલે અમે દિવસનો મોટો ભાગ તેની સાથે જ ગાળતા; પરન્તુ આવી રીતે કશા કામ વિના સુસ્તીમાં દિવસો ગાળવાને લીધે લલિતના શરીર ઉપર માઠી અસર થવા લાગી. મૂળે માયાને તુરતમાં પરણવાની નિરાશાની અસર લલિતના મન ઉપર અને તન ઉપર થએલી જ હતી, તેમાં આ સુસ્તીએ વધુ માઠી અસર નીપજાવવા માંડી. રખેને લલિતને કાંઇ અકસ્માત નડે એવા ભયથી માયા તેને પોતાથી વધુ દૂર અને એકલો ક્યાંય જવા દેતી નહિ, પણ હવે તેને સમજાયું કે શરીરનો ખોરાક રૂપ કસરત લલિતને જો નહિ મળે, તો તે માંદો પડી જશે, એટલે તેણે તેને પર્વતના ઢોળાવો ઉપર શિકાર કરવા જવાની સૂચના કરી અને તેની સાથે જંગલી લોકોના સરદારો તથા શિકારીઓને મોકલવાની તત્પરતા બતાવી. લલિત તે લોકોની સાથે હવે સારી પેઠે હળતો–મળતો થઇ ગયો હતો. આ શિકારની સહેલગાહમાં કોઇ કોઇ વાર હું લલિતની સાથે જતો, પરન્તુ હમેશાં જતો નહિ, કારણકે હજી મારો હાથ દુ:ખ્યા કરતો હતો.

એક વાર હું અને માયા તેના નિવાસસ્થાનના બગીચામાં બેઠાં હતાં. માયા પોતાની હથેળીમાં મસ્તક ટેકાવીને બેઠી હતી અને દૂર દૂર દેખાતા બરફાચ્છાદિત ઢોળાવો તરફ માત્ર શૂન્ય દૃષ્ટિ કરી રહી

હતી. હું તેના વદનમંડળની તે સમયની અદ્ભુત સુંદરતાનું નેત્રોવડે પાન કરતો બેઠો હતો. એટલામાં હું આશ્ચર્ય પામ્યો, કારણકે માયાના વદનમંડળાં મેં કારમો ઉદ્વેગ સ્ફુરેલો જોયો! માઇલોના માઇલ દૂર આવેલા પર્વતના ચઢાણ તરફ આંગળી કરીને તે બોલીઃ "જો, જો!"

મેં તે તરફ નજર કરી, પરંતુ ચોમેર પથરાયલા બરફ સિવાય બીજું કશું મારી નજરે પડયું નહિ.

તે ત્રાડ નાંખતી બોલી: "બેવકૂફ આંધળા! શું તું જોઇ શકતો નથી કે મારો પ્રિયતમ મૃત્યુના ભયમાં આવી પડયો છે? હાં, પણ તું તે કેવી રીતે જોઇ શકે? તારામાં દિવ્ય દર્શનની શક્તિ નથી. લે, હું તને તે શક્તિ આપું અને હવે જો!" એમ કહેતાં જ તેણે મારા મસ્તક પર હાથ મૂકયો. તે હાથનાં આંગળાંમાંથી કોઇ અદ્ભુત પ્રવાહ મારા મગજમાં દાખલ થતો જણાયો. માયા ઉતાવળે ઉતાવળે કાંઇ મંત્રોચ્ચાર કરતી જણાઇ.

તુરત જ મારાં અંતશ્ચક્ષુઓ ઉઘડયાં અને હવામાં કાંઇ અદ્ભુત દર્શન મને થવા લાગ્યું. મેં જોયું કે લલિત એક વાઘની સાથે બાથંબાથા આવ્યો હતો અને તે તથા વાઘ ટેકરીના ઢોળાવ ઉપર ભોંયે પડી એક બીજાને રગડી રહ્યા હતા. તેની સાથેનો સરદાર અને શિકારીઓ હાથમાં ભાલાં સમેત આમતેમ ફરીને વાઘને ભાલો મારવાનો લાગ શોધી રહ્યા હતા છતાં એવો લાગ ન મળવાથી હજી તેઓ વાઘને કશી ઇજા કરી શકયા નહોતા. માયા અત્યંત ભયભીત થઇને મારી બાજુએ આમથી તેમ ફરી રહી હતી. બહુ વાર થઇ નહિ, એટલામાં મેં જોયું કે લલિતે પોતાના હાથમાંનો મોટો છરો વાઘના પેટમાં જોરથી હુલાવી દીધો અને તે સાથે જ

વાઘ અચેતન થતો લાગ્યો. લલિત લોહીલોહાણુ થઇ ગયો અને વાઘના પાશમાંથી તે છૂટો થઇ ગયો. બે ક્ષણુમાંજ વાઘ પ્રાણુરહિત થઇ ગયો અને તેનો તરફડાટ પણુ હવે બંધ થઇ ગયો. વાઘને મરતો જોતાં લલિત હસતો હસતો ઊભો અને શિકારીઓ લલિતની તરફ ધાઇ આવી તેને કેટલેક સ્થળે વાગેલા ઘા ઉપર પાટાપીંડી કરવા લાગ્યા.

દિવ્ય દર્શન કારસું બંધ થઇ ગયું. આ વખતે માયાનો છુટકારાનો દમ મારા સાંભળવામાં આવ્યો. તે મારા આસનની પાછળ ઊભી રહીને આસનની પીઠ પર પોતાના હાથ વડે અઢેલી રહેલી મારા જોવામાં આવી. તે બોલીઃ "હાશ ! એ જોખમ પણુ પસાર થઇ ગયું; પણુ અરેરે ! હજી બીજાં કેટલાંક જોખમો આવવાનાં હશે ? ઓ વેદનાતુર દિલ ! હજી તારે કેટલુંક વેઠવાનું બાકી છે ?"

પછી તેનો ગુસ્સો પેલા જંગલી સરદાર અને શિકારીઓ પ્રત્યે સળગી ઉઠયો. તેણે એકદમ બધા પોતાના સેવકોને બોલાવ્યા અને તેમને એક પાલખી, કપડાં તથા મલમ–ઓસડ સાથે એકદમ એ સ્થાન પર મોકલી આપ્યા. તેમને તેણે ફરમાવ્યું કે "મારા પ્રિયતમને સાચવીને લાવજો અને તેની સાથે એ શિકારી ટોળીને પણુ મારી સમક્ષ હાજર કરો."

માયા મારી પ્રત્યે બોલીઃ "હરપાળ ! તું જુએ છે કે હું કેવા દિવસો ગાળી રહી છું અને ભૂતકાળમાં મારે કેવા દિવસો ગાળવા પડયા હશે."

* * * *

ચાર કલાક પછી લલિત આવી પહોંચ્યો, પરન્તુ તે પાલખીમાં બેઠો નહોતો. પાલખીમાં તો તેણે મારેલા વાઘનું ચામડું મૂકયું હતું

અને તે પોતાના શિકારી સાથીઓની સાથે લંગડાતો અને ઠોકરો ખાતો આવ્યો હતો. માયા તેની રાહ જોઇ રહી હતી તે તેને જોતાં જ તેની તરફ ધાઇ આવી અને એકદમ તેના શરીરપરના ઘા તપાસતી તેને આવું શિકારનું જોખમ વેઠવા માટે ઠપકો આપવા લાગી. થોડી વાર આ બધું સાંભળી રહીને લલિતે પૂછયું: "પણ આ બધી વાત તેં જાણી શી રીતે? વાઘનું ચામડું તો તેં હજી જોયું પણ નથી, તે પહેલાં તને શિકાર બાબત આટલી ખબર શાથી પડી?"

માયાએ જવાબ આપ્યો: "મેં જોયું તે ઉપરથી મને ખબર પડી. તારા ઘુંટણપર તને બહુ સખ્ત ઇજા થઈ છે. મેં તને જે લેપ મોકલ્યો છે તે તેં ચોપડયો કે નહિ?"

તે બોલ્યો: "ના, મેં ચોપડયો નથી; પણ તું તારા નિવાસ સ્થાનમાંથી બહાર પણ નીકળી નથી, અને તેં આ બધું કેવી રીતે જોયું? શું તારી જાદૂઇ શક્તિથી જોયું?"

"મેં ગમે તે રીતે જોયું અને હુરપાળે પણ તને વાઘની સાથે બાથંબાથા લડતો અને ભોંયે આળોટતો જોયો છે, જે વખતે પેલા લુચ્ચા શિકારીઓ બીધેલાં છોકરાંની પેઠે આમ તેમ દોડાદોડી કરી રહ્યા હતા."

લલિત ચીડાઇને બોલ્યો: "આ તારા જાદુથી તો હું કંટાળી ગયો છું, માયા! શું હું એકાદ કલાક વાઘની સાથે કુસ્તી કરૂં તે વખતે પણ તું મને એકલો રહેવા ન દે? અને આ બહાદુર માણસો—"

એજ ક્ષણે ઓાજસ અંદર આવ્યો અને તેણે માયાના કાનમાં કાંઇક કહ્યું. માયા કરડાકીથી બોલી: "હા, હા, એ બહાદુર માણસોની હું હમણાં જ ખબર લઉં છું." એમ કહીને તે તુરત જ ઉઠી.

તેણે પાછો બુરખો ધારણ કરી લીધો. જંગલી લોકોની સમક્ષ તે કદાપિ બુરખા વિના-ખુલ્લે ચહેરે દેખાવ દેતી નહિ. તે ત્યાંથી ઝડપભેર ચાલી ગઇ.

લલિતે મને પૂછ્યું: "કાકા, તે ક્યાં ગઇ? જ્વાલામંદિરમાં શું કાંઇ ક્રિયા કરવા ગઈ હશે?"

મેં જવાબ આપ્યો: "મને કશી ખબર નથી; પણ હું ધારૂં છું કે શિકારી ટોળીના સરદારના જીવ ઉપર જોખમ આવી પડયું છે!"

'હેં!' એવો ઉદ્દગાર કાઢતોક લલિત ખોડંગતો ખોડંગતો માયાની પાછળ પાછળ ચાલ્યો. એકાદ બે મિનિટ પછી મને પણ લાગ્યું કે મારે લલિતની સાથે જવું જોઇએ એટલે હું ત્યાં ગયો. જ્વાલામંદિરમાં જતાંજ મેં જોયું કે માયા પોતાના આસનપર બેઠી હતી. તેના સમક્ષ શિકારી ટોળીના પાંચ માણસો અને તેમનો એક સરદાર એટલા જણ ભયથી થરથરતા હાથ જોડીને ઊભા હતા. તે બધાના મુખપર પ્રેતકળા પ્રસરી ગએલી હતી. માયા આ શિકારીઓએ કરેલા અપરાધનો ન્યાય તોળવા બેઠી હતી અને લલિતે માયાની સમક્ષ તેમનો બચાવ કર્યો હતો, પરંતુ માયાએ લલિતને વચ્ચે બોલવાની ના ફરમાવી દીધી હતી એટલે તે ચૂપ થઇને એક બાજુએ ઊભો ઊભો બધું સાંભળી રહ્યો હતો.

માયા એ શિકારીઓને પૂછતી હતી કે એ વાઘે લલિત ઉપર કેવી રીતે હલ્લો કર્યો હતો. શિકારી ટોળીના સરદારે એવો જવાબ આપ્યો કે "એ વાઘની બોડ બે ખડકોની વચ્ચે આવેલી હતી તે અમે શોધી કાઢી; પછી અમારામાંનો એક એ ગુફાની અંદર પેઠો અને તેણે ભાલાથી વાઘને ઘાયલ કર્યો, એટલે ચ્હીડાઇને વાઘ

ગુફામાંથી બહાર નીકળ્યો. વાઘે નીકળતાંની સાથે જ એ માણુસ ઉપર છલંગ મારી અને તેને પાડી નાંખ્યો. પછી લલિતસિંગે વાઘની સાથે યુદ્ધ શરૂ કર્યું, એટલે પેલો માણુસ વાઘના પંજામાંથી બચી જઇ શકયો, પરંતુ લલિતસિંગ અને વાઘના યુદ્ધમાં વાઘના હલ્લાથી લલિતસિંગ ભોંયે પછડાયા અને તે વાઘની સાથે બાથંબાથા લડયા. છેવટે તેમણે વાઘના પેટમાં છરો મારીને તેને પ્રાણુરહિત કર્યો. બસ, એટલી જ એ વાત છે."

માયા બોલી: "નહિ, નહિ, એ વાત પૂરી નથી. ઓ બાયલા-ઓ! એક વાત હજી તમે ભૂલી જાઓ છો કે જ્યારે મારો પ્રિયતમ વાઘની સાથે બાથંબાથા લડતો હતો ત્યારે તમે બધા ભયભીત થઇને આમ તેમ છટકી રહ્યા હતા અને મારા પ્રિયતમને તમે વાઘના પંજા હેઠળ છોડી દીધો હતો. બસ, જાઓ; ઓાજસ! આ બધાને ઘાતકી પશુઓથી ભરેલા જંગલમાં મૂકી આવો અને તેમને જાણવા દો કે એ પશુઓનો હલ્લો કેટલો ભયંકર હોય છે."

દયાની કશી યાચના કે પ્રાર્થના કર્યા વિના બધા શિકારીઓએ મસ્તક નમાવ્યું, એ આજ્ઞા શિરે ચડાવી અને ત્યાંથી જવા માંડયું. લલિત બોલ્યો: "થોભો! એક ક્ષણુ થોભો! સરદાર! મારાથી ચાલી શકાતું નથી, એટલે મને તારા હાથનો ટેકો આપ; હું પણુ તમારી સાથે આવવા માંગું છું અને એ નવો શિકાર પણુ ખેલી લેવા ઇચ્છું છું."

માયા બોલી ઉઠી: "આ તું શું કરે છે? તું ગાંડો તો થઇ ગયો નથી, લલિત?"

તેણે જવાબ આપ્યો: "હું ગાંડો થઈ ગયો છું કે નહિ તેની મને ખબર નથી, પરંતુ હું એટલું તો જાણું છું કે તું ઘાતકી અને

અન્યાયી થઇ છે. સાંભળ ! આ શિકારીઓના જેવા બહાદુર માણસો મેં આજસુધી કોઇ જોયા નથી." એક માણુસ તરફ આંગળી કરીને તે બોલ્યો: "આ માણુસ મારી પણ આગળ જઇને વાઘની ગુફામાં પેઠો હતો અને તેણે ગુફામાં વાઘને ઘાયલ કર્યો હતો, તેથી વાઘે ગુફામાંથી નીકળીને સૌથી પહેલો હલ્લો તેની ઉપર જ કરીને તેને ઘાયલ કર્યો હતો. જો તેં તારી જાદૂઇ શક્તિથી બીજું બધું જોયું હતું તો આ બનાવ પણ તેં જોયો હોવો જ જોઇએ. પછી તે વાઘે મારી ઉપર છલંગ મારી અને આ બધા મારા શિકારી સાથીઓ તેને ભાલ વડે વીંધવાને ઘા કરવા માટે ચોપાસ ફરવા લાગ્યા. અવિચારી રીતે ભાલો ફેંકવાથી કદાચ તે મારા પર પડે અને હું વિંધાઇ જઉં એવો ભય હતો, એટલે વાઘને ભાલો મારવો એ કામ ઉતાવળે ને અવિચારી રીતે કરવા જેવું નહોતું. હવે જો તેમને જંગલી પશુઓના ખોરાક માટે મોકલવાની સજા થવાની હોય તો મારે પણ તેમની સાથે જ જવું જોઇએ કારણકે આમાં હું જ ખરેખરો દોષપાત્ર છું."

શિકારીઓ આભારની લાગણીથી લલિતની સામે જોઇ રહ્યા. માયા ક્ષણભર વિચારી રહી અને બોલી: "પ્રિય લલિત ! તેં જે વાત કહી તે બધી વાત જો હું ખરેખર જાણુતી હોઉં તો મને તું ઘાતકી ને અન્યાયી કહે તે ઠીક, પરન્તુ મેં જે કાંઇ જોયું હતું તેટલું જ હું જાણુતી હતી અને મેં જોયું હતું તેટલી વાત આ શિકારીએ પણ કબૂલ રાખી છે. જાઓ, તમારે માટે મારા પ્રિયતમે દલીલ કરી છે એટલે તમને માફી આપવામાં આવે છે. વળી જેણે વાઘની ગુફામાં જવાનું જોખમ ઉઠાવ્યું હતું તેને મોટું અને બીજા બધાઓને સાધારણ ઇનામ આપવામાં આવશે. પણ યાદ રાખજો, જો તમે

મારા પ્રિયતમની જીંદગીને ફરીથી જોખમમાં આવવા દેશો તો તમે આવી રીતે બચી જઈ શકશો નહિ."

આ પ્રમાણે માયાનો હુકમ સાંભળીને બધા ખુશ થતા અને પોતાની આંખો વડે લલિતનો આભાર માનતા ચાલ્યા ગયા. તેઓ બધાને ભયાનક મોતમાંથી જીવિતદાન મળ્યું હતું.

પછી અમે બધાં જ્વાલામંદિરમાંથી નીકળીને માયાના નિવાસ-સ્થાનના ખંડમાં પાછાં આવ્યાં. અત્યારસુધી લલિતના અંતઃકરણમાં જે ગુસ્સો ગુપ્ત રહ્યો હતો તે હવે પ્રકટી નીકળ્યો. માયાએ લલિતને કયાં કયાં ઘા વાગ્યા હતા તેની તપાસ કરવા માંડી અને ઓાજસને બોલાવીને તેનો ઉપચાર કરવાની ઇચ્છા પ્રકટ કરી. લલિતે તેમ કર-વાની ના કહી, એટલે માયાએ કહ્યું: "જો તારી તેવી ઇચ્છા ન હોય, તો હું પોતે ઘા ઉપર મલમ લગાડીને પાટા બાંધું."

"મારે કોઇની પાસે પાટા બંધાવવા નથી." લલિત ગુસ્સે થતો બોલ્યો: "તું મને જરા પણ વીલો મૂકતો નથી, તો શું હું નાનું બચ્ચું છું?" પછી તો ખરેખર તે માયાને વઢવા જ લાગ્યો: "તારી જાદૂઈ શક્તિથી તું મારી ઉપર પહેરો ભર્યા કરે છે, પેલા બહાદુર શિકા-રીઓને તેં મોતની સજા કરી અને વળી તેં તેમને કહ્યું કે જો ફરીથી મને જોખમમાં પડવા દેશે તો તેઓ બચી શકશે નહિ; તો શું હું બાળક છું? મેં ભારી જોખમભર્યા શિકારો કર્યા છે તે શું તું જાણતી નથી? મને આવી તારી હદ પારની કાળજી નથી જોઇતી."

મારા આશ્ચર્યની વચ્ચે માયાએ લલિતના આ શબ્દપ્રહારને ખમી લીધો. લલિતે એ શબ્દપ્રહાર કરતાં જે તુચ્છકાર બતાવ્યો હતો તેવો તુચ્છકાર જો કોઇ બીજા પુરૂષે માયા પ્રત્યે દર્શાવ્યો હોત, તો માયા તેને વાચારહિત તો શું પણ પ્રાણરહિત પણ કરી મૂકત.

હું જાણતો હતો કે પહેલાંની પેઠે જ તેનામાં પોતાની ઇચ્છાશક્તિના બળથી તે સામા માણસને પ્રાણરહિત કરવાને સમર્થ હતી. પરન્તુ તેણે લલિતના પ્રાણ ઉપર જરાએ હલ્લો કર્યો નહિ કે તેને ધમકાવ્યો પણ નહિ. બીજી કોઇ પ્રેમાળ સ્ત્રીની પેઠે તે માત્ર રડવા જ લાગી. હા, તેની સુંદર આંખોમાં અશ્રુજળ ભરાયું અને અશ્રુધારા તેના ગાલપર થઇને જોસબંધ સરી પડી. તેના માનુષીય પ્રેમાળ હૃદયની પ્રતીતિ કરાવનારૂં આ દૃશ્ય લલિતના ગુસ્સાને શાન્ત કરનારૂં નીવડયું. હવે લલિતને પસ્તાવો કરવાનો વારો આવ્યો અને તેણે નમ્રતાથી આયાની ક્ષમા યાચી. તેણે લલિતને ક્ષમા આપતાં પોતાના હાથને લલિતના ખભા ઉપર મૂકીને કહ્યું: "વ્હાલા લલિત ! બીજાઓ મારી પાસે ગમે તેવું બોલે, પરન્તુ તારા તરફનો આવો શબ્દપ્રહાર હું સહન કરી શકતી નથી. ખરેખર, તું નિર્દય છે. એમાં મેં તને માઠું લાગે તેવું શું કર્યું છે ? તારી જાણની બહાર મારો આત્મા તારી સંભાળ રાખ્યા કરે તેમાં હું શું કરૂં ? પેલા અમર અગ્નિની ગુફામાં આપણે છૂટાં પડ્યાં, ત્યારથી જ મારો આત્મા તેમ કરી રહેલો છે. કોઇ માતા પોતાના બાળકને પર્વતની કિનારી પર રમતો જુએ, તો તેને કેવો ધ્રાસકો પડે ? તેવી જ રીતે હું તને ભયમાં—જોખમમાં જોઉં, છતાં તને અટકાવવાને તારા ભયમાં ભાગ લેવાને હું અસમર્થ હોઉં, તો મારો આત્મા અપાર યાતનાનો ભોગ થઇ પડે, તેમાં મારો શો દોષ ? તારો વાળ પણ વાંકો ન થાય, તેટલા માટે થોડા જંગલી શિકારીઓના જાનની શી કિંમત છે ? હું જો તેમને મારી નાંખું તો બીજાઓ તારે માટે વધારે કાળજીવાળા થાય. જો હું તેમને તારે માટે વધારે કાળજીવાળા ન બનાવું તો બનવાજોગ છે કે તેઓ તને વધારે જોખમમાં ઉતારે અને તેથી કદાચ તારૂં મરણ થાય !" 'મરણ' શબ્દ બોલતાં જ તેણે ભયથી ઉંડો શ્વાસ લીધો.

લલિત બોલ્યો : "સાંભળ, વ્હાલી માયા ! જેવો મારો જીવ મારે મન કીંમતી છે તેવોજ કીંમતી એક જંગલી માણસને મન પોતાનો જીવ છે. જો મને મારી નાંખવાનો તને અધિકાર ન હોય, તો એ જંગલી માણસોને મારી નાંખવાનો પણ તને જરાએ અધિકાર નથી. મારી ઉપરના પ્રેમની ખાતર તું બીજાઓ ઉપર ઘાતકી થાય તે ખરેખર પાપ છે, અનિષ્ટ છે. જો તને મારી સહીસલામતીના સંબંધમાં ભય લાગતો હોય તો જે અમરતા તેં પ્રાપ્ત કરી છે તે અમરતા મને પ્રાપ્ત કરાવ, જોકે હું તો એવી અમરતાને અનિષ્ટ માનું છું અને તેનાથી બીહું છું. મારા ધર્મમાં એવી અમરતા પાપરૂપ જ છે, છતાં તારે ખાતર-તારાથી કદાપિ જૂદાં નહિ પડવાને ખાતર અમરતા પ્રાપ્ત કરીને હું આનંદ પામીશ. અથવાતો તું કહે છે તેમ હજી અત્યારે અમરતા પ્રાપ્ત ન કરી શકાતી હોય, તો ચાલો આપણે અત્યારે જ પરણી લઇએ, અને પછી ભાગ્યમાં જેમ લખ્યું હશે તેમ થશે. બધાં મનુષ્યોએ મરવું તો જોઇશેજ: પરન્તુ હું મરણ પામું તે પહેલાં વધુ નહિ તો માત્ર એક કલાક હું તારી સાથે પરણેલું જીવન ગાળું તો હું અત્યંત સુખી થાઉં."

"કદાચ હું તેવી હિમત કરૂં;" પરન્તુ તુરતજ માયાનો સ્વર બદલાયો. તે સ્વરમાં કાતરતા હતી. તે બોલી : "પણ ના ! લલિત અત્યારે પરણવાનો તું મને આગ્રહ કરીશ મા ! જો કદાચ હું એવી હિંમત કરૂં, એવું જોખમ વેઠું, તો હું તને ભયંકર માર્ગેજ દોરી જનારી થઇ પડું. લલિત ! શું તને ખબર નથી કે અમૃતથી છલોછલ ભરેલા પ્યાલામાં પણ કાતીલ ઝેર છુપાઇ રહેલું હોય છે ?"

એમ બોલતી જ માયા જાણે કે અત્યંત ભયભીત થઇ હોય, તેમ ત્યાંથી નાસી ગઈ.

એ રીતે આ બનાવ વિષેની વાતચીત પૂરી થઇ. લલિતને વાગેલા ઘા કાંઈ બહુ ગંભીર નહોતા–તદ્દન સાધારણ અને ઉઝરડા જેવા હતા. જે શિકારીઓને મૃત્યુમાંથી ઉગારી લેવામાં આવ્યા હતા તેમને લલિતના અંગરક્ષકો બનાવવામાં આવ્યા. આ બનાવ ઉપરથી એક વાત અમે એ જાણી કે માયા દૂર રહી રહી પણ લલિતની બધી પ્રવૃત્તિ જોતી હતી અને જરૂર પડે ત્યારે બીજાને પણ તે દેખાડવાની શક્તિ ધારી શકતી હતી; પરન્તુ લલિતને ભયમાંથી બચાવી લેવાની શક્તિ તે ધરાવતી નહોતી અને તેથીજ તે લલિતની સહીસલામતી માટે ચિંતાતુર રહ્યા કરતી હતી.

આપણા કોઇ પ્રિય જન ઉપર કોઈ જોખમ ઝઝૂમી રહ્યું હોય, માંદગીનો ભય લટકી રહેલો હોય અથવાતો કોઇ છૂપો અકસ્માત આવી પડવાનો હોય, અને આપણે કોઇ ભેદી શક્તિથી તે અગાઉથી જાણી શકતા હોઇએ, તો આપણા મનની હાલત કેવી થઇ પડે? આપણો પરમ પ્રિય મિત્ર કોઇ સ્થળે ફરતો હોય અને તેને માથે જંગી ખડક ધ્રૂજીને તૂટી પડવાની તૈયારી હોય એવું આપણે જોઈ રહ્યા હોઈએ; અથવાતો તે પાણીનો પ્યાલો પીવા જતો હોય અને આપણે જાણતા હોઇએ કે તેમાં પાણી નથી પણ કાતીલ ઝેર ભરેલું છે; અથવાતો તે દરિયાની મુસાફરીએ નીકળતો હોય અને આપણે ભવિષ્યદર્શનની શક્તિથી જાણતા હોઇએ કે જે વહાણમાં તે મુસાફરી કરે છે તે વહાણ ડૂબી જવાનું છે: અને આપણે એમાંના એકકે જોખમ-માંથી તેને દૂર ખેંચી લાવવાને શક્તિમાન ન હોઇએ, તો આપણને કેટલી મનોયાતના થાય વારૂ? મૃત્યુલોકનો કોઇ પણ માનવી આવા નિરંતરના ભયો સહન કરી શકેજ નહિ. કલાકે કલાક અને ક્ષણે ક્ષણે મૃત્યુના ભયનાં તાતાં તીર દેખાયા વિના આપણી છાતી પાસેથી

પસાર થતાં જાય અને આપણે એ તીરને રોકી રાખવા શક્તિમાન હોઈએ નહિ, તે કેમ સહ્યું જાય? અહા! અમે સોળ-સોળ વર્ષ સુધી જે જોખમભરી મુસાફરી કરી હતી તે દર્મિયાન માયાના મનને કેટલું-કેટલું સહન કરવું પડ્યું હશે? દૂર દૂર રહીને તે અમારી ઉપર ઝઝૂમતા ભયો જોઈ શકતી હતી, પરન્તુ તે ભયનું નિવારણ કરવાને તે શક્તિમાન નહોતી. જૂનાગઢમાં જ્યારે લલિતે ઘેલછા અને નિરાશામાં આપઘાત કરવાનો ઠરાવ કર્યો ત્યારે તેના અંતરમાં આશાનો સંચાર કરવાને માયાએ કેટકેટલું કર્યું? તેને આપઘાત કરતો અટકાવવાને તે શક્તિમાન નહોતી, પરન્તુ પોતાની બધી શક્તિ એકઠી કરીને તેણે ઉંઘમાં તેને માર્ગદર્શન કરાવ્યું, સ્વરૂપદર્શન કરાવ્યું, અને એ રીતે તેણે તેનામાં આશા મૂકી, ત્યારે તે આપઘાત કરતો અટક્યો; નહિતો જો લલિતે ખંજર પોતાના કાળજામાં કારસું હુલાવી દીધું હોત, તો માયા તેનો હાથ પકડવાને આવી શકત નહિ. તેવીજ રીતે પેલી બરફની નદીમાં લલિત કમરે ચામડાનું દોરડું બાંધીને કૂદી પડ્યો, દોરડું તૂટ્યું અને તે નદીમાં તૂટી પડ્યો ત્યારે તેને બચાવી લેવા તે શક્તિમાન નહોતી. તે વખતે જો નદીમાં નક્કર બરફ હોત તો લલિત જરૂર મરણ પામત અને માયાને તેનો પુનર્જન્મ થતાં સુધી રાહ જોતાં બેસી રહેવું પડત. માયાની મનોયાતના આટલેથી જ પૂરી થતી નહોતી. તેના અંતરની અસૂયાને એમ પણ થયા કરતું હતું કે કદાચ લલિતને બીજી કોઈ સુંદરી મોહમુગ્ધ કરશે તો? વિજ્જુલરેહા પૂર્વાવતારમાં લલિતની સ્ત્રી હતી; એટલે તેના તરફનો ભય પણ માયાને ખૂબ સતાવતો હતો. તેને એવી ચિંતા પણ રહ્યા કરતી હતી કે કદાચ લલિત સ્વાભાવિક રીતે પોતાની સુંદરતા અને શક્તિને ભૂલી જાય અને પોતાની મૂર્તિ તેના ચિત્તમાંથી ભુંસાઈ-ભુંસાઈ અદૃશ્ય થઈ જાય તો? જો એમ થાય તો લલિત

તેની તરફ ઝાંખીને પણ જુએ નહિ અને તેની મનોયાતના ચાલુજ રહ્યા કરે. ખરેખર, આપણી દર્શનશક્તિ મર્યાદિત છે, એ તો પ્રભુનો આપણી ઉપર મોટો ઉપકાર છે. જોઇ તેમ ન હોત તો મનુષ્ય પ્રાણીઓ પોતાને માથે ઝઝૂમતા ભય માત્રથી જ ઘેલા થઇ જાત અને રીબાઈ રીબાઇને મરી જાત !

---

## પ્રકરણ ૩ જું.

---

### યુદ્ધની તૈયારી.

રોજ ભોજન થયા પછી જ્યારે અમે વાતો કરતાં બેસતાં, ત્યારે માયા અમારા આશાવંત અને ઉજળા ભવિષ્યના ઘડતરની અને તે વિષેની યોજનાઓની કાંઈ કાંઇ વાતો કરતી; અને આ વાતોમાં તેની મહત્ત્વાકાંક્ષાનું દર્શન થતું હતું.

અહીં મારે એટલું કહેવું જોઇએ કે જો કે ભૂતકાળમાં મેં અમર અગ્નિમાં સ્નાન કરીને અમર થવાની ના કહી હતી તોપણ આ વખતે તે મને એ અગ્નિમાં સ્નાન કરાવવાની હતી અને તે વિષે તેણે મને વચન પણ આપ્યું હતું. એ અગ્નિસ્નાન કર્યા પછી હું કેવા રંગ-રૂપનો બની જઇશ તે વિષે તેણે મારી પાસે કશો ખુલાસો કર્યો નહોતો. મેં મારા મનમાં એવી આશા રાખી હતી કે અત્યારે જે હું કદરૂપો છું તે અગ્નિસ્નાન કર્યા પછી સુંદર અને ઘાટીલો બની જઇશ અર્થાત્ વાનર મટીને કિન્નર બની જઇશ ! પરન્તુ આવી આશા પણ મારા દિલમાં દૃઢ નહોતી. ઇંદ્રલોકની અને એવી બીજી વાતો કરતાં આપણે આપણા સંબંધમાં ઘણીએ અદ્દભુત કલ્પનાઓ

કરીએ છીએ પરન્તુ આપણે માની શકતા નથી કે ખરેખર આવું બનશે: તેવી જ મારી આ આશા હતી. હું એવું માની શકતો નહોતો કે ખરેખર હું સુંદર બની જઈશ. કિંવા સાચું કહું તો મારા દિલમાં એવી સાચી ઇચ્છા હતી કે નહિ તે માટે પણ મારી ખાત્રી નહોતી.

માયાની યોજનાઓ અત્યંત દૂરગામી અને ભયાનક હતી. આધુનિક દુનિયા વિષેનું તેનું જ્ઞાન મર્યાદિત હતું. દુનિયા કેવી રીતે આગળ વધતી હતી તે જાણવાની તેનામાં શકિત હતી, તોપણ તેણે તેનો ઉપયોગ કર્યો નહોતો. અમારી કામરૂ દેશની મુલાકાત વખતે અમારી સાથેની વાતચીત ઉપરથી તેણે આધુનિક દુનિયા વિષે જે જ્ઞાન મેળવ્યું હતું તે કરતાં વધારે જ્ઞાન તે ધરાવતી હોય એમ જણાયું નહિ. આ સંબંધી માહિતી મેળવવાની તેની જિજ્ઞાસા અત્યંત તીવ્ર હતી. અમે પણ છેલ્લાં સોળ વરસથી રખડપટ્ટી કરી હતી અને દુનિયાની પ્રગતિના કશા નવા સમાચાર અમે મેળવી શકયા નહોતા; એટલે અમારૂં દુનિયા સંબંધી જ્ઞાન પણ તેટલું જુનું હતું. તોપણ અમે તેને જૂદા જૂદા દેશોના નકશા દોરી બતાવ્યા, તે તે દેશની પ્રજાની સ્થિતિ અને તેમના રાજકીય તથા સામાજિક કાયદા વગેરેનું વર્ણન કરી બતાવ્યું અને તે ઉપર માયાએ લાંબો વિચાર કરી જોયો. ચીનના લોકોની બાબતોમાં તેને ખૂબ રસ પડતો હોય એમ જણાયું. કદાચ ચીનના પ્રદેશની નિકટમાં તેનું આ નિવાસસ્થાન હતું તેથી અથવા તો ચીનાઇ પ્રજાની ભાષા તે સારી રીતે સમજી શકતી હતી તેથી પણ તે તેનામાં વધુ રસ ધરાવતી હોય.

જ્યારે અમે માયાને મળવા કામરૂ દેશમાં ગયા હતા ત્યારે માયાએ હિંદુસ્તાનમાં આવીને રહેવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી. તે વખતે મને લાગતું હતું કે તે પોતાના પ્રિયતમ લલિતને

જોતજોતામાં હિંદુસ્તાનનો બાદશાહ બનાવી દેવાને શક્તિમાન હતી. પણ અત્યારે તો તે લલિતને આખા જગત્‌નો સમ્રાટ્ બનાવવાની ઇચ્છા વ્યક્ત કરી રહી હતી ! લલિતે તેને ઘણુંએ કહ્યું કે મારે એવી ઉપાધિ જોઇતી નથી અને મારે દુનિયા ઉપર રાજ્યાધિકાર ચલાવવો નથી, છતાં તેની એ ભીરૂતા ઉપર માયા હાસ્ય કરતી. તેણે કહ્યું: " લલિત ! જો હું લોકોની વચ્ચે આવીને વસું, તો મારે તે લોકો ઉપર રાજ્યાધિકાર ચલાવવો જ જોઇએ. મૃત્યુવશ માનવીઓની વચ્ચે અમર માયા સર્વોપરિ અધિકાર ન ભોગવે ત્યારે બીજાં શું કરે ? અને મારા લલિત ! તું મારા પર રાજ્ય કરે છે એટલે તું મારો સ્વામી છે; આ કારણથી એ તો ચોખ્ખું છે કે તું જ આ જગતનો સ્વામી અર્થાત્ સમ્રાટ્ થવાનો, એટલું જ નહિ પણ આ દુનિયામાં હજી જેઓ અવતાર પામેલા નથી તેઓનો પણ તું સ્વામી થવાનો ! મારૂં સાચું જીવન હજી શરૂ થયું નથી. તારા વિષેના વિચાર અને ચિંતામાં જ હજી સુધી મારૂં બધું જીવન બંધાઇ રહ્યું હતું. તારી રાહ જોઇને બેસી રહેવામાં, તારા વિયોગમાં પણ મેં કેટલો બધો વખત ગાળ્યો છે તે તું જાણે છે. પણ હવે થોડા વધુ મહિના પસાર થશે, આપણી તૈયારીનો વખત પૂરો થશે એટલે અપાર જ્ઞાન અને પર્વ-તોને પણ ચલિત કરે તેવા અપૂર્વ બળ સાથે આપણે આપણા જીવનનો પ્રારંભ કરીશું. અહા ! આપણે અમર સૌન્દર્યથી પ્રદીપ્તિમાન થઇને મનુષ્યોની દૃષ્ટિએ પડી તેમને આશ્ચર્યચકિત કરી મૂકીએ એવી ઘડી આવી પહોંચવા માટે હું અત્યંત આતુર બની રહી છું. મહાન સત્તાઓ, મોટાં રાજ્યો, અને સંસ્થાનોના અધિપતિઓ તથા હાકેમો આપણી ગાદી સમીપે આવીને મસ્તક નમાવે અને આપણી ઇચ્છાને અનુસરીને વર્તવાને તત્પરતા બતાવે, તેવો સમય આવેલો જોઇને

હું અત્યંત આનંદ પામીશ, લલિત !" છેવટે તે બોલી: "હા, જે થોડો વખત આપણે એ અધિકાર ભોગવીશું અને પછી વધારે ઉચ્ચ વસ્તુઓ આપણને પ્રાપ્ત થશે, તેટલા સમય દરમ્યાન તો તેથી મને જરૂર આનંદ થશે." આ શબ્દો માયા બોલી રહી તે વખતે તેના મુખપર અપૂર્વ દીપ્તિ દેખાવા લાગી.

આખી દુનિયાના સમ્રાટ્ થવાનું આ સ્વપ્ન લલિતને મોહ પમાડી શકયું નહિ. તે બોલ્યો: "પણ માયા! આ બધું તું કેવી રીતે સિદ્ધ કરી શકીશ વારૂ ?"

માયા બોલી: " અત્યંત સહેલાઇથી. હરપાળે દુનિયાના જૂદા જૂદા ભાગોના જે નકશા દોરી બતાવ્યા છે તથા તેની પ્રજાની જે જે વિગતો કહી સંભળાવી છે તે મારા મગજમાં બરાબર ઉતરી ગઇ છે. અત્યારસુધી એ બધી બાબતો વિષે ધ્યાન પહોંચાડવાને મને અવકાશ નહોતો, પરન્તુ હવે મને તે અવકાશ મળ્યો છે. મેં બધી વિગતોનું તોલન કરી જોયું છે અને ખૂબ વિચાર કર્યો છે. જૂદી જૂદી પ્રજાઓની જૂદી જૂદી મૂર્ખતાઓ, ધનપ્રાપ્તિ માટેનાં તેમનાં ફાંફાં, નાના નાના મૂલકો અને સંસ્થાનોનાં રાજતંત્રો, એ બધાંનો અભ્યાસ કર્યા પછી મેં નિશ્ચય કર્યો છે કે એ બધાં રાજ્યોને એક જ અધિકાર હેઠળ મૂકવાં તે વધારે ડહાપણભર્યું અને ઉપકારક છે. આપણે તેમની ઉપર રાજ્યાધિકાર ચલાવીને તેમના ભવિષ્યનું ઘડતર કરીશું તથા લડાઇઓ, મહામારી કે ગરીબાઇનો અંત આણીશું, કે જેથી આ જગતના અલ્પ સમયના અતિથિરૂપ માનવ જંતુઓ જન્મીને મરે ત્યાંસુધી સુખમાં રહી શકે. લલિત! રક્તપાનથી તું બહુ ગભરાય છે, પણ જો ગભરાતો ન હોય, તો આ કામ જલ્દી

સિદ્ધ થઈ શકે તેવું છે. પાણી, વાયુ, વિજળી, આકાશ, પૃથ્વી એ પ્રકૃતિનાં બધાં તત્ત્વો મારી સત્તા હેઠળ છે એટલે હું એવું શસ્ત્ર બનાવવાને શક્તિમાન છું કે જે શસ્ત્ર દેશે દેશનાં હથીયારખાનાંનો ભૂકો કરી નાંખે અને દરિયાઇ બળને પાણીમાં ડુબાવી દઇ શકે. પરંતુ તું તો મોતની વાત આવે છે ત્યાં જ ડરી જાય છે અને માને છે કે તેથી તો પાપ થાય. વારૂ, હવે જો તારી એવી ઇચ્છા હોય તો તેમ, કારણકે તારી ઇચ્છા તેજ મારી ઇચ્છા છે, એટલે આપણે વધારે નરમ માર્ગે જ કામ લઇશું."

મેં આશ્ચર્ય પામીને પૂછયું: "તું જગતના જુદા જુદા દેશોના રાજાને તેમના રાજમુકુટ તારે માથે સ્થાપવાનું કેવી રીતે સમજાવી શકીશ ?"

માયાએ જવાબ આપ્યો: "તે તે દેશના લોકોને જ આપણને રાજમુકુટ પહેરાવવાની ફરજ પડશે. હરપાળ! તારૂં મગજ ઘણું સાંકડું છે અને તારૂં ગ્નાન બહુ મર્યાદિત છે. તું વિચાર કર, કે જ્યરે આપણે લોકોની વચ્ચે દેખાવ દઇશું અને તેમની જરૂરીઆત પૂરી પાડવાને તેમને જોઇએ તેટલું સોનું વહેંચી આપીશું, તેમજ અપૂર્વ સુંદરતા તથા પ્રતાપશીલતાથી આપણે તેમના મન ઉપર આપણો પ્રભાવ જમાવીશું, અને વળી અમર રહીશું, ત્યારે શું તેઓ પોતાની મેળે જ આપણી સમક્ષ આવીને નહિ કહે કે 'તમે અમારા રાજા થાઓ અને અમારી ઉપર રાજ્ય કરો ?"

મેં જવાબ આપ્યો: "કદાચ તેમ બને, પણ સૌથી પહેલાં તું ક્યા દેશમાં દર્શન દઇશ ?"

પૃથ્વીના પૂર્વ ગોળાર્ધનો નકશો મેં માયાને દોરી આપ્યો હતો તે હાથમાં લઇને અને તેમાંના ચીન દેશની રાજધાની

પેકીન ઉપર આંગળી મૂકીને તે બોલી: “ થોડા સૈકા એટલે ત્રણ, પાંચ કે સાત સૈકા આપણે અહીં નિવાસસ્થાન કરીને રહીશું; અથવાતો એ દેશના લોકોનું ભવિષ્ય મારી ઇચ્છા પ્રમાણે ઘડાઈ રહેતાં જે કાંઇ થોડો કે વધુ વખત જોઇશે તેટલો વખત આપણે ત્યાં વસીશું. આ ચીના લોકોને મેં સૌથી પહેલા પસંદ કર્યા છે તેનાં કારણો એ છે કે તારા કહેવા પ્રમાણે તે લોકોની સંખ્યા ઘણી મોટી છે, તેઓ શૂરા, ધીરા તથા મજબૂત શરીરના છે અને જોકે અત્યારે કેળવણી નહિ પામવાથી તથા રાજ્યતંત્ર સારી રીતે નહિ ચાલવાથી તેઓ બળરહિત બની ગયા છે, તોપણ તેઓ પશ્ચિમની નાની નાની પ્રજાઓને પોતાનાં ટોળાંથી ઢાંકી દેવા સમર્થ છે. તેટલા માટે સૈકા સુધી આપણે તેમની વચ્ચે જ રાજ્ય કરવા માંડીશું, તેમને જ્ઞાનનું દાન કરીશું અને હરપાળ! તું તેમના લશ્કરોને અજીત્ય બનાવીને તેમને સારો રાજ્યકાર્યભાર, ધન, શાંતિ અને એકાદ નવો ધર્મ આપજે.”

એ નવો ધર્મ વળી કયો તે વિષે મેં આયાને કશું પૂછ્યું નહિ; પૂછવાની જરૂર જ નહોતી, કારણકે મારી ખાત્રી હતી કે આયાની પૂજાના કોઇ સ્વરૂપ વિનાનો એ ધર્મ નહિ હોય. આ વખતે મારૂં મગજ કાંઈ કાંઇ વિચારોથી ભરાઇ ગયું હતું. આયા જ્યારે ચીનમાં સૌથી પહેલપહેલો દેખાવ દેશે ત્યારે ચીનમાં શું શું થશે તેના વિચારમાં મારા બીજા બધાય વિચારતંતુઓ વિસરાઇ ગયા.

આયાની આ વાતો લલિતને શેખચલ્લી જેવી લાગી, પરન્તુ તે વિષે કશું નહિ બોલતાં તેણે એક પ્રશ્ન કર્યો: “ પરન્તુ પશ્ચિમની નાની પ્રજાઓ ઉપર ચીનાઈ ટોળાં ફરી વળે તે પહેલાં તેઓ એકત્ર થઇને જો તારા ઉપર જ હલ્લો કરે તો ? ”

આંખોમાં વિજળી ચમકાવતી તે બોલી: "અહા! તેનો વિચાર તો મેં કરી રાખેલો જ છે. હું પણ એવી જ આશા રાખું છું કે ખરેખર તેમ બને, કારણકે જો તેમ બને તો જ તું મારૂં બળ વાપરવા માટે ઠપકો આપે નહિ કે મારો દોષ કાઢે નહિ. હા, જો તેમ બને તોજ આટલા લાંબાકાળ સુધી ઉંઘેલું પૂર્વ જાગૃત થાય અને એક પછી એક રણક્ષેત્રોમાં મારો વિજયડંકો વાગવા લાગે. જ્યારે તેમ થશે ત્યારે તું જોશે કે ઇતિહાસમાં કદાપિ નહિ નોંધાયલાં હોય તેવાં યુદ્ધો થશે, એક પછી એક પ્રજાઓ પડશે અને નાશ પામશે, અને એ પ્રજાઓનાં હાડપિંજરો ઉપર હું તારી રાજગાદી બાંધીશ અને તને જગતના સમ્રાટ્નો રાજમુકુટ પહેરાવીશ."

લલિતને આ નવીન જગતના સમ્રાટ્પદની કલ્પના ભયાનક લાગી. મેં તો તે વિષે વધુ ધ્યાન આપ્યું નહિ. આ કલ્પના ગંભીર અને ભયાનક હતી બલકે અસંભવિત જેવી લાગતી હતી. માયાની મહત્ત્વાકાંક્ષા એવી હતી કોઇ રાજ્યાધિકારથી ઉન્મત્ત થએલો માણસ તેની કલ્પના પણ ન કરી શકે. છતાં મને જરાએ શંકા નહોતી કે માયા આ બધું કરી બતાવવા અને સિદ્ધ કરવા પૂરેપૂરી શક્તિ ધરાવતી હતી. અને તેમાં નવાઇ પણ શી? મૃત્યુ તેને કાંઈ કરી શકવા સમર્થ નહોતું કારણકે તેણે મૃત્યુ ઉપર જય મેળવ્યો હતો. તેની સુંદરતા અને તેની આંખોમાંનો જાદૂ એટલાં સમર્થ હતાં કે તે લોકોનાં ટોળે ટોળાંને પોતાની પાછળ ખેંચી શકે અને પોતાની ઇચ્છા મુજબ વર્તાવી શકે. નવાં હથીયારો તૈયાર કરવાની બુદ્ધિ તે ધરાવતી કે જે હથીયારોની સામે ગમે તેવાં કેળવાયલાં સશસ્ત્ર સૈન્યો હરીફાઇ કરી શકે જ નહિ. ખરેખર, જે પ્રમાણે તે કહેતી હતી તે પ્રમાણે તે કરી બતાવી શકે તેમ હતું એમ મને લાગ્યું અને એ

પણ સાચું હતું કે પ્રકૃતિનાં પાંચે તત્ત્વોનાં બળો તેની મુઠ્ઠીમાં સમાએલાં હતાં.

માયા દુનિયાઈ મહત્ત્વાકાંક્ષાવાળી એક સ્ત્રી હતી અને તેના સંબંધમાં વધારે ભયંકર સંજોગ એ હતો કે તેની દિવ્ય શક્તિઓ ઉપર પ્રભુનો કે મનુષ્યનો–કોઇનો અંકુશ નહોતો–તે કેવળ બિનજવાબદાર હતી. તે એક પતિત થએલી અપૂર્વ શક્તિસંપન્ન દેવી કિંવા અપ્સરા હતી. તે કેવળ મનસ્વી હતી અને ગમે તેમ કરવા સમર્થ હતી, છતાં એક લલિત ઉપરના પ્રેમથી અને બીજું મારી સાથેની તેની કિંચિત્ મિત્રતાથી તેની મનસ્વિતા ઉપર અંકુશ રહી શકતો હતો. વસ્તુતઃ લલિત ઉપરની તેની તીવ્ર પ્રેમવાસનાથી તેનામાં મૃત્યુવશ માનવીના જેવું હૃદય હતું અને તે હૃદયને લીધેજ તે અત્યંત ભયાનક શક્તિ હોવા છતાં તેને બાળકના જેવી નિરૂપદ્રવી રાખી શકાતી હતી. જો તેમ ન હોત તો ખરેખર તેણે આખી દુનિયાનો પ્રલય કરી નાંખ્યો હોત અને મારી એ માન્યતા સાચી જ હતી.

હું આ પ્રમાણે વિચાર કર્યા કરતો હતો, એવામાં ઓજસ ત્યાં આવી પહોંચ્યો અને માયાને નમન કરીને ઊભો રહ્યો. માયાએ તત્ક્ષણ પૂછ્યુંઃ "શું કામ છે, ઓજસ?"

"આપણા ગુપ્તચરો પાછા ફર્યા છે."

"તેં તેમને શા માટે મોકલ્યા હતા? મારે વળી ગુપ્તચરોનું શું કામ?"

"દેવી! તેં જ મને તેમને મોકલવા કહ્યું હતું."

"વારૂ, તેઓ શા સમાચાર લાવ્યા છે?"

"તેઓ ઘણા ગંભીર સમાચાર લાવ્યા છે. કાબુનના લોકો દુષ્કાળને લીધે મરણીયા થયા છે. તેઓ માને છે કે જે અજાણ્યા

મહેમાનો તેમના મુલકમાં થઇને અહીં નાસી આવ્યા છે તેમને લીધે વરસાદ પૂરો પડયો નથી, પાક નીપજ્યો નથી અને દુષ્કાળને લીધે ભૂખમરો તેમની સામે આવીને ઊભો છે. વિજ્જુલરેહા પણ તારી સામે અને તારા ધર્મસ્થાનક સામે ક્રોધથી ઘેલી બની ગઇ છે. રાત ને દહાડો મહેનત કરીને તેણે બે મોટાં લશ્કર તૈયાર કર્યાં છે જેમાંનું એક ૪૦ હજાર માણસનું અને બીજું ૨૦ હજાર માણસનું છે. આ નાનું લશ્કર તે પોતાના દાદા શામનની સરદારી હેઠળ પર્વત સામે હુમલો કરવા માટે મોકલે છે. જો તે લશ્કર હારી જાય તો બીજા મોટા લશ્કરની સરદારી લઇને તે કાલુનના મેદાનમાં લડવા ઉતરી પડવાની છે."

તુચ્છકારદર્શક હાસ્ય હસીને માયા બોલી: "ખરેખર, આ ચિંતાજનક સમાચાર તો ખરા. શું આ સ્ત્રીને તેની તિરસ્કારવૃત્તિએ એટલી બધી ઘેલી બનાવી મૂકી છે કે તે મારી સામે લડવા માંગે છે? હરપાળ, હું જાણું છું કે તને મારી શક્તિ વિષે અને તેની કાર્યસાધકતા વિષે શંકા થાય છે. તારા મગજના વિચારો હું વાંચી શકું છું; પરન્તુ માત્ર છ જ દિવસમાં તું એટલું બધું જોઇશ અને જાણીશ કે તને કશી શંકા રાખવાનું કારણ જ નહિ રહે. રહે, હું એક વાર જોઇ લઉં કે આ ગુપ્તચરો માત્ર પોતાના જ ભયનો ભોગ થઇ પડયા છે કે વિજ્જુલરેહાનાં જૂઠાણાંનો ભોગ થઈ પડયા છે."

એકાએક માયાએ પોતાની દૃષ્ટિને દૂર દૂર દોડાવવા માંડી, જાણે શૂન્ય આકાશમાં તે કાંઇ જોઇ રહી હોય. પાંચેક મિનિટ સુધી તેણે એ પ્રમાણે આકાશ સામે ત્રાટક સાધ્યું અને પછી જાણે કે તે ઘોર નિદ્રામાંથી જાગી હોય તેમ તેણે ઉંડા નિસાસો નાંખ્યો. આંખો

અને કપાળપર હાથ ફેરવીને તે બોલી: "વાત સાચી છે. મારે હવે તૈયારી કરી નાંખવી જોઇએ. નહિતો મારાં પુષ્કળ માણસો કદાચ મરણુશરણુ થશે. મારા પ્રિયતમ! તારે યુદ્ધ જોવું છે કે ! નહિ, નહિ, તું તો અહીં સુરક્ષિત જ રહેજે અને હું પોતે લડવા જઇશ: મેં વિજળીલરેહાની મુલાકાત લેવાનું તેને વચન આપ્યું છે ને?"

લલિત ગુસ્સો દાખવતો બોલ્યો: "હું તો તું જ્યાં જ્યાં જઇશ ત્યાં ત્યાં તારી સાથે જ આવવાનો."

માયાએ તેને કહ્યું: "નહિ, નહિ, મારા વ્હાલા! હું તને વિનતિ કરૂં છું કે તું એવી હઠ ન લઇશ." પણ તેને મનાઇ કરવાની હિંમત માયા દાખવી શકી નહિ. તેણે કહ્યું: "એ વિષે આપણે પછી વાતો કરીશું. ઓાજસ! તું જા. પર્વતપરના દરેક જંગલી ટોળાના સરદારને સમાચાર મોકલ કે તેઓ લડાઇની તૈયારી કરે. ત્રણ રાત પછી ચંદ્રોદયને સમયે બધાં ટોળાંએ એકઠાં થવું—નહિ નહિ, બધાં ટોળાંની જરૂર નથી; સારામાં સારા વીસ હજાર લડવૈયા બસ છે; બાકીના બધા પર્વત અને જ્વાલામંદિરનું રક્ષણ કરવાના ઉપયોગમાં આવશે. દરેક માણસ પંદર દિવસનું ભાતું પોતાની સાથે બાંધીને જ આવે. પરોઢમાં હું તેમને જઇ મળીશ. બસ, હવે જા."

ઓાજસ ગયો. એ યુદ્ધની તૈયારીની વાતોને મગજમાંથી હાંકી કાઢીને તુરત માયા મને ચીના લોકના રીતરીવાજો વિષે પૃચ્છા કરવા લાગી.



# પ્રકરણ ૪ થું.

## લોઢામાંથી સોનું બનાવવાનો કીમિયો.

એક વાર લલિતે માયાને કહ્યું: " માયા! તું આખી દુનિયા ઉપર જીત મેળવીને તેની ઉપર રાજ્ય કરવાનું કહે છે, પરન્તુ એ જીત મેળવવા માટે જે ધન ખર્ચવું પડશે તે તું ક્યાંથી કાઢીશ? શું દુનિયા જીતવા માટે કરવા પડતા ખર્ચનો બોજો પ્રજા કર દ્વારા વેઠી શકશે?"

આ સાંભળીને માયાએ લલિત સામે જોઇ મંદ સ્મિત કર્યું, અને કહ્યું: " તમે બેઉ મને એક તરંગી ઘેલી છોકરી માનતા હશો અને હું હવાઇ મહેલો બાંધીને તેમાં વસું છું એમ સમજતા હશો: પણ શું હું એટલી મૂર્ખી છું કે હું આખી દુનિયા સામે લડાઇ કરીશ અને એ લડાઇના ખર્ચ માટે જરાએ જોગવાઇ નહિ રાખું? મારી પાસે પુષ્કળ દ્રવ્ય છે. પૃથ્વીનો અખૂટ ખજાનો મારી પાસે છે. લલિત! તને સાંભરતું હશે કે કામરૂ દેશમાં મેં કુદરતના બધા ભેદો ઉપર કાબૂ મેળવ્યો હતો. હું દરેકે દરેક વસ્તુ અને તે વસ્તુ નિપજાવનારાં બળો એ બધાનો સારી પેઠે અભ્યાસ કરૂં છું અને પછી તે વસ્તુ નીપજાવી શકું છું. ચાલો, તમે બેઉ મારી પાછળ આવો અને આજસુધી તમે ન જોયું હોય તેવું કાંઈ હું તમને બતાવું."

અમે બેઉ જણ માયાની પાછળ પાછળ ચાલ્યા. અમે ગુફાઓ અને ભોંયરામાં અંદર ને અંદર ચાલ્યા. એક દ્વાર આવ્યું તે ઉઘાડવાનું માયાએ લલિતને કહ્યું, એટલે લલિતે તે ઉઘાડયું, કે તુરત અંદરથી તેજનો પ્રવાહ અમારી તરફ ધસી આવ્યો. ત્યાંનો દેખાવ જોઇને જ

અમે સમજી ગયા કે તે એક પ્રયોગશાળા હતી. તેમાં ધાતુ તથા પત્થરના બનાવેલા પ્યાલા, વાસણો તથા જૂદી જૂદી આકૃતિનાં યંત્રો હતો. ત્યાં એક ભઠ્ઠી પણ હતી, પરન્તુ તેમાં લાકડાં કે કોયલા બાળવા પડતા નહિ. પર્વતના પેટાળમાં બળતા વાયુને એક છિદ્ર દ્વારા વહાવી તેને સળગાવવાથી તે ભઠ્ઠીની ગરજ સારતો હતો. જેવી રીતે જ્વાલામંદિરમાં અગ્નિના સ્થંભો બળતા દેખાતા હતા, તેવી રીતે અહીં ભઠ્ઠી બળી રહી હતી. અમે જ્યારે એ પ્રયોગશાળામાં દાખલ થયા ત્યારે એ સાધુઓ કાંઇ પ્રયોગો કરી રહ્યા હતા. તેઓ ઉઠીને માયાને નમન કરવા લાગ્યા એટલે માયાએ તેમને પોતાનું કામ ચાલુ રાખવા સૂચવ્યું. એ પ્રયોગશાળાને પાર કરીને અમે કેટલાંક દ્વાર તથા પગથીયાંને વટાવી પત્થરમાં જ કોતરી કાઢેલા એક ઓરડામાં આવ્યાં. અહીં માયાએ અમને બેઉને એક વિચિત્ર ઝભ્ભો પહેરવાનું સૂચવ્યું. એ ઝભ્ભો કોઇ જાતના રેસાનો અને લાકડાનો બનાવેલો હતો અને શરીરના એકેએક અવયવને બરાબર ઢાંકી દેતો હતો. અમે બેઉએ એક બીજાને મદદ કરીને એ ઝભ્ભા પહેર્યાં. ઝભ્ભો પહેર્યા પછી કેવળ અંધકાર જ લાગતો હતો અને પ્રકાશનું એક પણ કિરણ તેની આસપાસ પસાર થઇ શકતું નહોતું. મેં કહ્યું: "કેવળ અંધકારથી મને ગભરામણ થાય છે."

માયા બોલી: "વારૂ, ત્યારે હું હવે તને પ્રકાશનું દર્શન કરાવું છું." તુરતજ કાંઈ અવાજ થયો. મને લાગ્યું કે કોઇ ઓરડાનું કે ભોંયરાનું પત્થરનું દ્વાર ઉઘડયું અને તેમાંથી એવો પ્રકાશ રેલાયો કે પેલા ઝભ્ભાની આરપાર થઇને તે પ્રકાશ મને આંજી નાંખવા લાગ્યો. એ પ્રકાશમાં મેં જોયું કે અમારી સામેની દિવાલમાંનું દ્વાર ઉઘડયું હતું અને અમે ત્રણે જણ એક જુદાજ ઓરડાના ઉંબરા પર ઊભા

હતા. એ ઓરડાને સામે ખૂણે કાળા પત્થરના એક નાના ચોતરા ઉપર કાંઈ પદાર્થ પડેલો હતો. નાના બાળક જેવડું તેનું કદ હતું પણ તેનો આકાર માણસની આંખ જેવો લંબગોળ હતો. તે આંખમાંથી આ તીવ્ર પ્રકાશ રેલાઈ રહ્યો હતો. એ પદાર્થની આસપાસ ઈંટોનું આવરણ રાખેલું હતું પરન્તુ તેનો પ્રકાશ એ ઇંટોના આવરણને બારીક મલમલના પડદાની પેઠે ભેદીને બહાર નીકળતો હતો ! એ પદાર્થમાંથી નિકળતાં પ્રકાશનાં કિરણો ઉપરની બાજુએ દોરેલાં હતાં અને તેની ઉપર કોઇ ધાતુનું મોટું ગચીયું લટકાવી રાખેલું હતું.

આ કિરણો કેટલાં તેજસ્વી હતાં ? જો આખી દુનિયાના હીરા એકઠા કરવામાં આવે અને તે બધાને વિજળીના તેજથી પ્રકાશિત કરવામાં આવે તોપણ તેનો જે કાંઈ પ્રકાશ પડે તે આ પ્રકાશ પાસે એક હજાર ભાગ જેટલો પણ લેખાય નહિ ! મારી આંખો તેથી અંજાઇ જવા લાગી અને મારા ચહેરાની ચામડી તથા અવયવો બહેરાં થઇ જવા લાગ્યાં. પરન્તુ માયાને તેથી કશું થતું નહોતું ! તે તો અંદર ગઇ અને તે તેજમાં નહાતી ઉપર લટકાવેલા ગચીયાને તપાસવા લાગી. તે બોલીઃ "મેં ધાર્યું હતું તે કરતાં વહેલું તૈયાર થઇ ગયું." એમ બોલતાંજ તેણે એ ગચીયું હાથમાં લીધું અને તે સાથે તે અમારી પાસે આવી. હસતાં હસતાં તે બોલીઃ "ઓ ફીલસુફ હુરપાળ ! બોલ, મારા જેવી કીમીયો જાણનારી સ્ત્રી તેં બીજે કયાંય જોઇ છે ?" એમ કહેતાં જ તેણે પેલું ગચીઉં કે જે કોઇ ચળકતી ધાતુનું હતું તે મારા મ્હોં સામે લાવીને ધર્યું. પરન્તુ જના તીવ્ર પ્રવાહ પાસે હું મારા મ્હોં ઉપરનું ઢાંકણ દૂર કરીને એ ગચીઉં જોઇ શકું તેમજ નહોતું. છેવટે જ્યારે માયાએ એ ઓરડાનું પત્થરનું દ્વાર બંધ કર્યું, અને પુનઃ અંધકાર પ્રસર્યો ત્યારે મને કળ વળી.

માયાએ લલિતને પહેરાવેલો ઝભ્ભો કે જે વસ્તુતઃ એક જાતનું બખ્તર જ હતું તે કાઢી નાંખ્યો અને લલિતે મારો ઝભ્ભો કાઢી નાંખ્યો. અમે બેઉ એક બીજાને ઘુવડની પેઠે જોતા ઊભા. બેઉની આંખોમાંથી આંસુ વહી જતાં હતાં.

માયાએ પૂછ્યુંઃ "કેમ, હરપાળ! તને સંતોષ થયો?"

મેં આંખો ચોળતાં અને ગુસ્સે થતાં જવાબ આપ્યોઃ "શાથી સંતોષ થયો હોવાનું પૂછે છે? હા, આંખોને તેજથી બાળી નાંખવામાં હું ધરાઇ ગયો છું."

"અને હું પણ ધરાઇ ગયો છું." લલિતે મારા કથનમાં ટાપસી પૂરી.

પણ માયા તો ખૂબજ હસી. તે ધરાઇ ધરાઇને હસી અને પછી બોલીઃ "વાહ! ઉપકારના બદલામાં આવો અપકાર કે? તમારે મારા ચમત્કારો જોવા'તા, તે મેં બતાવ્યા, અને ઉપરથી તમે મારી ઉપર ગુસ્સો કરો છો? લ્યો, આ અંજન આંખમાં આંજો એટલે તમારી આંખોની બળતરા ઓછી થઇ જશે."

અમે તેણે આપેલું અંજન આંજ્યું એટલે બળતરા શાંત થઈ ગઇ. આંસુ વહેતાં બંધ થઇ ગયાં અને થોડી વારમાં અમે સ્વસ્થ થઇ ગયા.

મેં હવે તેને પૂછ્યુંઃ "આ તેજના પ્રવાહને તું તારો અદ્દભુત ચમત્કાર કહે છે?"

"નહિ, તે તેજમાંથી જે કાંઇ પેદા થાય છે તેને હું મારો ચમત્કાર અથવા કીમીયો કહું છું. જો!" એમ કહી માયાએ મને ભોંયે પડેલું ચળકતું ગચ્ચાંયું બતાવ્યું. હું જોઇને ચમક્યો અને વિચારમાં પડ્યો. માયાએ મને પૂછ્યુંઃ "તે શું છે?"

"સોનું." મેં કહ્યું; પણ તેમાંની સહેજ લાલાશથી મને વિચાર થયો કે કદાચ તે તાંબુ હોય એટલે પુનઃ કહ્યું: "તાંબુ."

તેણે જવાબ આપ્યોઃ "નહિ, તે સોનું છે, ચોખ્ખું સોનું છે."

લલિત બોલ્યોઃ "ત્યારે અહીં કાચી ધાતુ સારી પેઠે નીકળતી હશે."

"હા, લલિત! કાચું લોઢું અહીં સારી પેઠે નીકળે છે." માયાએ કહ્યું.

"શું કાચું લોઢું?" લલિત ચમકયો.

માયાએ જવાબ આપ્યોઃ "હા! આટલા મોટા પ્રમાણમાં સોનું કોઈ પણ ખાણમાંથી નીકળી શકે નહિ. પ્રિય લલિત! અહીં પુષ્કળ કાચું લોઢું નીકળે છે, તેને હું મારા કીમીયાથી સોનું બનાવું છું. એ સોનું આપણને જરૂરીઆતને વખતે ખૂબ મદદગાર થશે."

લલિત આશ્ચર્યચકિત થઈ ગયો પણ હું શંકાશીલ રહ્યો. માયા આ રીતે સોનું બનાવી શકતી હોય એમ મેં માન્યું નહિ. મારો આ વિચાર તેણે પોતાની શક્તિથી જાણી લીધો અને તે બોલીઃ "ધુરપાળ! જો તારી ઇચ્છા હોય તો મારી સાથે ચાલ; એ સ્થળે હું તને એક દિવસ બાંધી રાખું એટલે તારૂં એકેકે એક હાડકું પણ સોનાનું થઇ જશે! બોલ, હિંમત છે?"

હું ટગરટગર તેની સામે જોતો મૌન ઊભો રહ્યો.

"કાંઈ નહિ; તું તારી પાસેનો છરો લાવ."

મેં છરો આપ્યો અને માયાએ તે છરો પોતાના એક કીમી-

ચાગર સાધુને આપી તેને કાંઇ સૂચના કરી. સાધુ ગયો અને થોડી વારમાં તે છરાના હાથાને સોનાનો બનાવી લાવ્યો ! ખરેખર એજ એ છરો હતો અને હું તેની બાકીની અર્ધી પોલાદી ધાર ઉપરથી કહી શકતો હતો.

પેલા સોનાના ગચીયાને માયાએ એક ભંડારમાં નખાવી દીધું અને ભંડારને લોખંડના દ્વારથી બંધ કરી દીધો. પછી અમે માયાના નિવાસસ્થાનમાં આવ્યા. તુરત લલિત બોલ્યો: " ત્યારે જેવી રીતે તારી પાસે બધી સત્તા છે, તેવી રીતે તારી પાસે બધું ધન પણ છે ! ખરૂં ને ?

તેણે કાંઇક થાકેલે સ્વરે જવાબ આપ્યો: " તને પણ તેમજ જણાયછે ને ? સૈકાઓ અગાઉ કુદરતનો આ ભેદ મેં શોધી કાઢયો હતો. પરન્તુ તમે અહીં આવી પહોંચો તે પહેલાં મેં તેનો ઉપયોગ કર્યો નહોતો. હુરપાળ આને કદાચ જાદૂ માનતો હશે, પણ તે જાદૂ નથી; માત્ર મેં પ્રાપ્ત કરેલું તે એક જ્ઞાન છે. "

લલિત બોલ્યો: " અલબત્ત, તું જુએ છે તો આ વસ્તુ સમજવી સહેલી છે; પણ માયા ! આ તારી શોધથી આખી દુનિયાને જીતી લઇ શકાશે ?"

માયાએ જવાબ આપ્યો: " આથી આખી દુનિયાને જીતી ન લઈ શકાય, તોપણ બીજી કોઇ પણ વસ્તુ શું એવી નથી કે જેથી દુનિયાને જીતી લઇ શકાય ? "

હું આતુર દષ્ટિથી લલિતને જોઇ રહ્યો.

માયા આગળ બોલી : " દુનિયાને જીતી લઇ શકાય તેવી કોઈ પણ વસ્તુ હું પ્રાપ્ત કરી શકું તેમ છું. "

"હા, પણ માયા! તું જાણે છે કે આ સોનું એ આખી દુનિયામાં ધનનું માપ લેનારૂં મધ્યબિંદુ છે. દુનિયાના બધા દેશોનું ધન સોનાને આધારે ગણત્રીમાં લેવાય છે. લોઢાના જેવું સસ્તું તું સોનું બનાવી મૂકીશ એટલે આખી દુનિયાનું શું થશે તે તું જાણે છે? આખી દુનિયાનો વહેવાર અટકી જશે, વેપારી આંટ નાશ પામશે અને પ્રાચીન સમયમાં જેવી રીતે આપણા બાપદાદાઓ નાણાંથી જીંદગીની જરૂરીઆતો વેચતા—ખરીદતા નહિ પણ જરૂરીઆતની વસ્તુઓનો અદલો બદલો કરતા, તેવો યુગ ફરીથી આવી પહોંચશે. કાબુલમાં આજે તેજ પ્રમાણે થાય છે."

માયાએ પૂછ્યું: "તો તેમાં ખોટું શું છે? તે તો ઉલટું વધારે સારૂં. જે કાળમાં મોજશોખ નહોતો, લોભ લાલચ નહોતાં, સૌ સાદું અને સંતોષી જીવન ગાળતા, તે સમયની વધારે નજીક આવવા માટે પુનઃ અદલા—બદલાનો વહેવાર ચાલુ થાય તો તે શો ખોટો છે?"

"અને ફરીથી પત્થરના કુહાડાથી માથાં ભાગવાનો વખત આવે તેનો પણ તને વાંધો નથી ને?"

"ના! સીસાની ગોળીઓથી અને લોખંડનાં હથીયારોથી એક બીજાનાં કાળજાં વીંધવાના યુગ કરતાં પત્થરના કોહાડાનો યુગ આવે તે વધારે સારૂં છે. લલિત! જ્યારે દુનિયાનો સોનેરી દેવ મૂલ્યરહિત બની જશે અને તેથી બધા દેશો સોનું સંઘરવાથી જ ભીખારી બનશે; જ્યારે સોનું દાટનાર વેપારી પોતાના ભંડારનું મૂલ્ય કોલસા જેટલું બની જવાથી ધ્રુજી ઉઠશે; અને જ્યારે આખી દુનિયાની બેંકો તથા પેઢીઓ ભાગી પડવાથી હાસ્યજનક સ્થિતિમાં આવી પડશે, ત્યારે—હા ત્યારે જ સૌને સાચો અને મૂલ્યવાન વારસો મળ્યો લેખાશે."

"તો આખી દુનિયા બદલાઇ જાય. એવી વિચિત્ર દુનિયામાં ક્યારે શું બને તેની ગણત્રી શી રીતે કરી શકાય ?" લલિતે જણાવ્યું.

"તે બધું આપણે વખત આવ્યે જાણીશું; અથવાતો જો તારી તેવી ઇચ્છા નહિ હોય તો આપણે તેમ નહિ કરીએ, અને ધનસંપત્તિની ઇચ્છાને જગતમાં ચાલુ રહેવા દઇશું. ભલે લોકો સોનેરી દેવની પૂજા કર્યા કરે. પણ જો, હુરપાળની આંખોમાં હવે ઉંઘ ભરાઇ છે. તેને હવે આરામની જરૂર છે."

હું ઝોકાં ખાતો હતો તે માયાના શબ્દોથી પાછો જાગ્રત થઈ ગયો અને હસી પડ્યો. પછી અમે સૌ ઉઠયાં અને હું તથા લલિત અમારા શય્યાખંડમાં ચાલ્યા ગયા.

સ્હવારમાં હું ઉઠયો ત્યારે સૌથી પહેલો વિચાર મારા મનમાં માયાના લોઢાનું સોનું બનાવવાના કીમિયા વિષે ઉદ્દ્ભવ્યો હતો. એ કઈ વસ્તુ હશે કે જેનાં કિરણોના બળથી લોઢાનું એકેક એક રજકણ સોનાનું બની જતું હશે ? મેં તે વિષે બહુબહુ વિચાર કર્યો પણ હું તે વસ્તુને કળી શક્યો નહિ. છેવટે મેં માત્ર એટલી કલ્પનાથી જ સંતોષ માન્યો કે એ વસ્તુ રેડીયમ નામની કોઇ ધાતુના જેવી ધાતુ હશે કે જે તેજસ્વી કિરણો ફેલાવવાને શક્તિમાન હશે; પરન્તુ 'રેડીયમ'ની સરખામણીમાં એ વસ્તુ હજારોગણી જોરદાર અને તેજદાર હતી એમ કહેવું જોઇએ. એવી અપૂર્વ વસ્તુ દુનિયાના તંત્રમાં ઉથલપાથલ મચાવે તેમાં શી નવાઇ !

---

# પ્રકરણ ૫ મું.

## વિજ્જુલરેહાની ભવિષ્યવાણી.

બીજે દિવસે સાંજે ભોજન કર્યા પછી અમે વાતો કરતાં બેઠાં હતાં, તે વખતે માયાના કહેવા ઉપરથી અમે જાણ્યું કે તે દિવસે જ્વાલામંદિરમાં આગામી યુદ્ધના સંબંધમાં કાંઇ મંડળી ભરાઈ હતી. તેણે કહ્યું કે " આજે પર્વતની જંગલી જાતિઓના પ્રતિનિધિઓ મારી પાસે આવ્યા હતા. તેઓ જાણવા ઇચ્છતા હતા કે લડાઇ કેવી ચાલશે, તેમાંના કોણ કોણ મરાશે, કોણ કોણ ઘવાશે અને કોને કોને બહાદુરી બદલ ઇનામો મળશે. તું જાણે છે કે હું ભવિષ્યની વાત જાણતી નથી, એટલે એ લોકોને સંતોષવાને માત્ર ગોળ ગોળ વાતો કહી. યુદ્ધ કેવું ચાલશે તે હું જાણું છું કારણકે હું જ લશ્કરની સરદારી લેવાની છું, પરન્તુ હરપાળ! યુદ્ધના પરિણામને હું જાણી શકતી નથી કારણકે મારી આંખોની સમક્ષ ભૂત અને વર્તમાન દીવા જેવાં સ્પષ્ટ દેખાય છે, પરન્તુ ભવિષ્યને હું ઉકેલી શકતી નથી."

પછી તે થોડા વખત વિચાર કરતી બેસી રહી અને છેવટે લલિત તરફ મમતાળુ દષ્ટિ કરીને બોલી: " તું મારી વિનતિ માનીને શું થોડા વખત અહીં નહિ રહે? અથવા તો ભલે તારે શિકારે જવું હોય તો જજે. જો તું મારી પાસે જ રહેવા ઇચ્છતો હોય તો હું તારી સાથે અહીં રહીશ અને યુદ્ધ ચલાવવા માટે ઓાજસ તથા હરપાળને મોકલીશ."

પોતાને સહીસલામત જગ્યાએ રાખવામાં આવે અને મને યુદ્ધમાં મોકલવામાં આવે એ વાત લલિત જેવા પરાક્રમી તથા સાહસિક જુવાનને ગમે જ શાની? માયાની આ વાત સાંભળતાં જ તે

ગુસ્સે થયો અને બોલ્યોઃ "ના, હું અહીં રહેવાનો નથી, માયા! જો તું મને અહીં છોડીને જઇશ તો હું મારી મેળે પર્વત ઉતરીને રણમેદાનમાં પહોંચી જઇશ."

"તો ભલે આવજે. પણ જો કાંઇ અકસ્માત થશે તો તેની જવાબદારી તારે શિરે રહેશે—નહિ, નહિ, વ્હાલા! તેની જવાબદારી તો હું મારે શિરે જ રાખીશ." હજી તો માયા પોતાના શબ્દો પૂરા કરી રહી નહોતી, એટલામાં ઓજસ ત્યાં દેખાયો. માયા બોલીઃ "કેમ ઓજસ! વળી પાછું શું છે?"

ઓજસ નમન કરીને બોલ્યોઃ "દેવી! વિજળુલરેહા તરફથી પત્ર આવ્યો છે."

માયાએ કહ્યું: "પત્ર ફોડ અને વાંચ, તેમાં શું લખ્યું છે. કદાચ તેને પોતાની મૂર્ખાઈનું ભાન થયું હશે અને તે માટે તે માફી ચાહતી હશે."

ઓજસે પત્ર વાંચવા માંડયો.

"જ્વાલામંદિરની આશાદેવી ઉર્ફે મૃત્યુલોકની માયાને માલુમ થાય કે તું ખૂબ વૃદ્ધ થઈ છે એટલે તેં ભૂતકાળમાં પુષ્કળ જ્ઞાન અને પુષ્કળ સામર્થ્ય પ્રાપ્ત કરેલાં છે. તેં તારી શક્તિથી સુંદરતા ઉછીની લીધી છે અને તારી કળાઓથી પુરૂષોને આંધળા કર્યા છે. છતાં તારામાં એક શક્તિની ખામી છે અને તે એ કે ભવિષ્યમાં શું થવાનું છે તે તું જાણી શકતી નથી. પણ ઓ આશા! તું જાણી લેજે કે આ યુદ્ધનું પરિણામ શું આવશે તે હું અને મારો દાદો જાણી શકીએ છીએ. તું જાણે છે કે મારો દાદો જ્યોતિષી અને દિવ્યદ્રષ્ટા છે. તે ભવિષ્યદર્શન નીચે મુજબ છેઃ—

હું મરણ પામીશ, પણ તેથી હું ખુશ છું. તું પોતે તારા જ હાથે ફેંકાયલા ભાલાથી ઘવાઇશ; અને કાલુનનો પ્રદેશ તારે કારણે લોહી અને ખુહારીમાં તરબોળ થઇ જશે."

માયા આ ભવિષ્યવાણીના શબ્દો ચુપકીથી સાંભળી રહી પણ તેના ઓઠ સુદ્ધાં ધ્રુજ્યા નહિ. તે જરા પણ બીવી નહિ. ઓાજસને તેણે કહ્યું: "વિજ્જુલરેહાના સંદેશવાહકને કહે કે મને તારો સંદેશો મળ્યો છે અને બહુ વખત વીત્યા પહેલાં હું તને તેનો જવાબ કાલુનના રાજમહેલમાં આવીને મોઢામોઢ આપીશ. ઓાજસ! તું હવે જા."

ઓાજસ ગયો એટલે માયા બોલી: "વિજ્જુલરેહા કહે છે કે મારા પોતાના ભાલાથી હું જખ્મી થઇશ; તે ઠીક છે; ભલે મારો ભાલો મને વાગે; પણ તેથી હું જરાએ ડરવાની નથી. હું સારી પેઠે જાણું છું કે છેવટે વિજય તો મારો જ થવાનો છે. કદાચ વિજ્જુલરેહા જુઠ્ઠી વાતોથી મને ડરાવવા ઇચ્છતી હશે, પણ જો તેની ભવિષ્યવાણી સાચી હોય તોપણ વ્હાલા લલિત! તું ખાત્રીથી માનજે કે તે આપણે માટે મંગળ વાણી જ છે! ભાગ્યના લેખને કોણ મિથ્યા કર-વાનું છે? આપણો સંબંધ કે જે આદિ કાળનો છે તેને કોણ મિથ્યા કરી શકનાર છે?"

થોડી વાર શાન્ત રહીને તે બોલી: "લલિત! આપણા જીવન અને મરણના ચક્રમાં પણ વિધિનો કાંઈ પવિત્ર સંકેત રહેલો છે. નિર્દયતાના બુરખાની પાછળ દયાની સુકોમળ આંખો છુપાયલી હોય છે. એટલે જીવનથી કે મૃત્યુથી—કશાથી હું ડરતી નથી અને જે કાંઈ થવાનું હોય તે થાય તેની મને ચિંતા નથી. બસ, હવે લલિત! તું તારે

જા અને આરામ લે. આવતી કાલે પરોઢમાં આપણે સવારી લઇ જવાના છીએ."

બીજા દિવસના બપોર થતાં અમે જંગલી જાતિઓના લશ્કર સાથે પહાડ ઉતરી ગયા. જાસુસો સૌથી પહેલા રવાના થઇ ગયા હતા; તેમની પાછળ ઘોડેસવાર લશ્કર ચાલતું હતું અને તેની જમણી તથા ડાબી બાજુએ પાયદળ લશ્કર કૂચ કરી રહ્યું હતું. એ લશ્કરની દરેક નાની નાની ટુકડીનો એક એક સરદાર હતો. માયા બુરખો પહેરીને એક સફેદ ઘોડી ઉપર સવાર થઈ હતી. તેની બાજુએ હું તથા લલિત ઘોડાપર બેસીને ચાલતા હતા. લલિતે રાજનના કાળા ઘોડાપર સવારી કરી હતી. અમારી સાથે હથીયારબંધ સાધુઓ, પસંદ કરેલા સૈનિકો અને શિકારીઓની એક ટુકડી હતી જેઓને અમારા અંગરક્ષકો બનાવવામાં આવેલા હતા. લશ્કર જેમ જેમ કૂચકદમ કરતું હતું તેમ તેમ અમારાં અંતઃકરણમાં ઉત્સાહ આવતો જતો હતો. લલિત પહેલાં ફીકકો પડી ગયો હતો, પરન્તુ જ્યારથી તેણે શિકારી ટોળીની સાથે બહાર ફરવા માંડયું હતું ત્યારથી તેની ફીક્કાશ ઉડી જઇને પુનઃ લાલી આવવા માંડી હતી. સાધારણ રીતે માયા આનંદી દેખાતી હતી, છતાં જેમ પ્રકૃતિ ક્ષણેક્ષણે પોતાનું સ્વરૂપ બદલતી ચાલે છે તેમ તેના સ્વભાવમાં થોડી થોડી વારે રૂપાંતરો થતાં દેખાતાં હતાં.

મૃદુ મૃદુ હસતાં માયા બોલી: " પહાડોની ગુફાઓમાં મૂગાઓ અને જંગલીઓની વચ્ચે મેં વર્ષો ગાળ્યાં છે અને હવે આ બધું સૃષ્ટિસૌંદર્ય જોતાં મને આનંદ આનંદ થાય છે. આ બરફ, આ મેદાનો, આ મધુર આતાપ આપતો સૂર્ય અને ઠંડી મીઠી હવા; એ બધું કેવું રમણીય અને સુખકર લાગે છે ! લલિત ! ઘોડે બેઠાને મને બે હજાર ઉપર વર્ષ થયાં છે, છતાં હું હજી ઘોડેસવારીને ભૂલી નથી. મને સાંભરે

છે કે અહીં અગ્નિપૂજકો રહેતા હતા, તેની જગ્યાએ મગધ દેશમાંથી આવેલા રાજાને આશાપૂજા સ્થાપન કરી; તે વખતે હું તેની સાથે જ અહીં ઘોડાપર બેસીને આવી હતી અને હું આ જ્વાલામંદિરની પહેલી અધિષ્ઠાત્રી હતી. એ બધું મને અત્યારે ઝાંખુંઝાંખું સાંભરે છે."

આ સાંભળીને હું અને લલિત આશ્ચર્ય પામતા એક બીજાની સામે જોઈ રહ્યા. માયા પોતાના બુરખાની અંદરથી અમારા મુખ ઉપરના ભાવ જોઈ રહી હતી. તે તુરત જ બોલી: "હરપાળ! શું તું એમ માને છે કે આ બધું હું તારી પાસે જૂઠું બોલું છું?"

"નહિ, હું એમ માનતો નથી. હું તો માત્ર તારા એ શબ્દો વિષે વિચાર જ કરી રહ્યો છું."

માયાએ જવાબ આપ્યો: "પણ તારા ઉંડા અંતઃકરણમાં મારા શબ્દો વિષે તને શંકા તો છે જ."

"મન નિશ્ચયાત્મક સત્ય ન સ્વીકારે, ત્યાંસુધી તેને તો શંકા જ દેખાય."

"પણ તેમાં શંકાને સ્થાન જ નથી. હિંદ ઉપર સિકંદર જ્યારે ચડી આવ્યો તે સમયની આ વાત છે, સમજ્યો?"

પેલા બૌદ્ધમઠમાં સાધુ કુઉને જે પ્રકૃતિદેવીની વાત કહી હતી અને પોતાના પૂર્વાવતારનાં સ્મરણ કહી સંભળાવ્યાં હતા તે બધું મને સાંભરી આવ્યું, એટલે મેં તેને તુરત જ પૂછ્યું: "માયા! એ અવતારમાંના તારા જીવનના પ્રસંગો તને બરાબર સાંભરે છે?"

માયાએ જરા વિચારીને જવાબ આપ્યો: "ના, બરાબર સાંભરતા નથી. માત્ર મુખ્ય મુખ્ય વાતો સાંભરે અને જે કાંઇ વાતો મેં અભ્યાસપૂર્વક તાજી કરી હોય તે સાંભરે. દાખલા તરીકે, હરપાળ! મને સાંભરે છે કે તે વખતે તું જીવતો હતો. તે અવતારમાં તું ગંદાં

કપડાં ધારણ કરનારો એક ફીલસુફ હતો. મને એવું પણ સાંભરે છે કે પેલી હાડકાંની ખાઈ કે જ્યાં આગળ હું તમને મળી હતી ત્યાં એક મોટી લડાઇ અગ્નિપૂજકો તથા પર્વતપરના જંગલી લોકો અને રાજનના માણસો વચ્ચે લડાઇ હતી. કાલુનના પ્રદેશના લોકોએ રાજનને મદદ કરી હતી. અત્યારે પર્વતના પ્રદેશની અને કાલુનના પ્રદેશની વચ્ચે જે વૈર જોવામાં આવે છે તે કાંઇ નવું વૈર નથી— પુરાતન સમયથી ચાલ્યું આવતું વૈર છે."

લલિતે પૂછ્યું: "ત્યારે એ હાડકાંવાળા કોતરમાં અમારા ભોમીયા તરીકે શું તું પોતે આવી હતી?"

"હા, લલિત! તે હું પોતે જ હતી. પેલાં ચીંથરાં વીંટાળેલી સ્થિતિમાં તું મને ઓળખી શકે તેમ હતું જ નહિ. પહેલાં મારો વિચાર તને જ્વાલામંદિરમાં જ સૌથી પહેલાં મળવાનો હતો, પરન્તુ જ્યારે મેં જાણ્યું કે તમે બન્ને વિજ્જુલરેહાના પંજામાંથી છૂટીને નજીક આવી રહ્યા છો, ત્યારે હું મારા મનને કાબૂમાં રાખી શકી નહિ પરન્તુ વેશ બદલાવીને તમારી સામે તમને લેવા આવી. હા, પેલી નદીની વચ્ચેના રેતીના ટાપુમાં પણ હું જ તમારી સાથે હતી અને મેં તમારૂં રક્ષણ કર્યું હતું, જોકે તમે કોઇ મને જોઇ શકયા નહોતા. લલિત! મારી પ્રત્યેનું તારૂં પ્રેમાળ હૃદય બદલાઇ ગયું તો નથી, તે જાણવાને હું બહુ આતુર હતી, અને તેટલા માટે અધીરાઇથી તારી સામે આવી હતી. હરપાળના સંબંધમાં હું એ જાણવા માંગતી હતી કે તે આ વેશબાદલામાં મને ઓળખી શકે છે કે નહિ. આ જ કારણથી તારી ડોકમાંના ચામડાના માદળીયામાંની વાળની લટ મેં જોઈ હતી તે બનાવ મેં જાણી જોઇને હરપાળને જોવા દીધો હતો. તેં તે વખતે મને ઉંઘમાં ઓળખી હતી અને કેટલાક મીઠા શબ્દો

પણ કહ્યા હતા તે હું ભૂલી ગઇ નથી.”

એટલામાં કાંઇ અવાજ સંભળાયો અને માયાની દષ્ટિ તે તરફ ગઇ. એવું જોવામાં આવ્યું કે વિજળુલરેહાનું લશ્કર પાછળ હઠયું હતું અને તેનો એક માણસ પકડાયો હતો તે એવું કહેતો હતો કે વિજળુલરેહાનો વિચાર પર્વતની પડોશમાં યુદ્ધ કરવાનો નથી, પરન્તુ નદીને પેલે કાંઠે તે પોતાની છાવણી નાંખનાર છે અને પર્વતનું લશ્કર નદી ઉતરીને સામે પાર જાય તેવી એની ઇચ્છા છે. વિજળુ-લરેહાની આ બાજી લડાયક કુનેહવાળી તો હતી જ. આ કારણથી તે દિવસે કશી લડાઇ થવા પામી નહિ

આખો દિવસ અમે પર્વતના ઢોળાવ ઉતર્યા અને છેક સાંજે અમારે માટે તૈયાર કરવામાં આવેલી છાવણીની જગ્યાએ આવી પહોંચ્યા. અહીં માયાને માટે માત્ર એક તંબૂ નાંખવામાં આવ્યો હતો અને અમારે તો બીજા સિપાઇઓની સાથે ખુલ્લા મેદાનમાં સૂવાનું હતું! અમારે માટે બરાબર વ્યવસ્થા નહોતી, એવું જ્યારે માયાએ જાણ્યું, ત્યારે તે ખૂબ ગુસ્સે થઈ અને પોતાનાં માણસોને તેણે ઠપકો આપ્યો. તેણે ઓાજસને પણ સારી પેઠે સંભળાવ્યું. છેવટે તેણે કહ્યું : “તમે બેઉ તંબુમાં સૂઓ, હું ખૂલ્લામાં સૂઇ રહીશ, કારણકે મને કશી ઇજા થવાની નથી.” મેં એ વિવેકભરી માંગણી સ્વીકારી નહિ. અમે ત્યાં જમ્યા અને પછી છૂટા પડયા. અમારે માટે સૂવાની વ્યવસ્થા માયાના તંબૂથી કેટલેક દૂર હતી. અમે ત્યાં જવા નીકળ્યા એટલે માયાએ કાંઇક ચિંતાજનક સ્વરે કહ્યું : “તમે જાઓ અને નિરાંતે ઉંઘો; પણ લલિત! જો રાત્રે હું તમને બેઉને બોલાવવા મોકલું તો તમે આશ્ચર્ય પામશો નહિ, કારણકે ઉંઘમાં મને ઘણી વાર નવા નવા વિચારો આવે છે અને મારે તે તમને રાત્રે ને રાત્રે જ-ણાવવાની જરૂર પણ હોય, સમજ્યાને?”

એ સૂચના સાંભળી લઈને અમે ત્યાંથી ચાલી નીકળ્યા અને અમારા સૂવાના સ્થાને ગયા. અમે ખૂબ થાકેલા હતા એટલે બિછાનામાં પડયા કે તુરત જ ઉંઘી ગયા. આખું લશ્કર અમારું રક્ષણ કરી રહ્યું હતું એટલે અમને ધાસ્તીનું કશું કારણ નહોતું.

કોણ જાણે ક્યારે, પણ મને કોઈ બોલાવતું સંભળાયું, એટલે મારી નિદ્રા ભાગી. એટલામાં બીજી હાકલ આવી અને મેં આંખ ઉઘાડી. મેં જોયું કે કોઇ સાધુ અમને બોલાવતો હતો અને પાસે બળતા તાપણાનો આછો પ્રકાશ તેના મુખ પર પડતો હતો. મેં પૂછ્યું : "કોણ છે એ ?"

જવાબ મળ્યો : "એ તો હું છું; મહારાજ ! ઓજસે કહેવરાવ્યું છે કે આશાદેવી અત્યારે ને અત્યારે આપની સાથે કાંઇ વાતચીત કરવા બોલાવે છે."

એટલામાં લલિત બગાસાં ખાતો બેઠો થયો અને તેણે પૂછ્યું : "શું છે?" મેં તેને વાત કહી. તે બોલ્યો : "અત્યારે ને અત્યારે નહિ બોલાવતાં માયાએ સવારસુધી રાહ જોઇ હોત તો ઠીક હતું; પણ તેણે તેડું મોકલ્યું છે એટલે હવે ગયા વિના છૂટકો જ નથી. તેનો સ્વભાવ અતિ ચંચળ છે તે આપણે કયાં જાણતા નથી ?" એમ કહીને લલિત ઉઠયો.

આગંતુક સાધુ બોલ્યો : "આશાદેવીએ ફરમાવ્યું છે કે આપે આપનાં હથીયારો અને અંગરક્ષકોને સાથે લઇને પધારવું."

લલિત બોલ્યો : "શું ? અમારા જ લશ્કરની વચ્ચે સો વાર જેટલું અંતર કાપવા માટે પણ અમારે અંગરક્ષકો અને હથીયાર સાથે લેવાં ? શું અમે બાયલા છીએ ?"

સાધુએ કહ્યું : "દેવી અત્યારે પોતાના તંબુમાં નથી. પણ નજીકની એક ખાઇમાં લશ્કરી હીલચાલ કેવી રીતે ચલાવવી તેનો નિર્ણય કરવાને ગયાં છે."

મેં પૂછ્યું: "તને તે વિષે ક્યાંથી ખબર ?"

તેણે જવાબ આપ્યો: "મને પોતાને કશી ખબર નથી. ઓજસે મને તેમ કહ્યું છે, અને ખાઇમાં દેવી એકલાં છે એટલે એમને તેણે અંગરક્ષકો સાથે આવવા ફરમાવ્યું છે."

લલિત બોલી ઉઠયો: "મધરાતે આવી રીતે તે એકલી ભટકવા નીકળી છે, તો તે શું ગાંડી-બાંડી થઇ ગઈ છે ? હશે, તેનો સ્વભાવ જ એવો છે."

મેં પણ ધાર્યું કે માયાનો સ્વભાવ વિચિત્ર છે એટલે બીજાઓ ન કરે તેવું તે કરે તેમાં કાંઈ નવાઈ નહિ છતાં મને તે સાધુ સાથે જતાં મનમાં આનાકાની થવા લાગી. પછી મને સાંભર્યું કે માયાએ છૂટા પડતી વખતે કહ્યું હતું કે કદાચ તે અમને કોઈ પણ વખતે બોલાવે; આ કારણથી અમે તેની સાથે જવાનો નિશ્ચય કર્યો, અને સાથે લઇ જવાને બાર અંગરક્ષકોને બોલાવ્યા. તેઓ આવ્યા, અમે અમારાં ભાલાં અને તલ્વારો સાથે લીધાં અને પછી નીકળ્યા.

માર્ગમાં બે વાર અમોને પહેરેગીરોએ અટકાવ્યા, પણ અમે સંકેત શબ્દ કહ્યો એટલે અમને તેમણે જવા દીધા. અમોને આ પ્રમાણે અત્યારે જતા જોઇને તેઓ આશ્ચર્ય પામતા જણાયા. પરંતુ અમોને તેઓ સારી પેઠે ઓળખતા હતા એટલે તેઓએ અમને આગળ જતાં અટકાવ્યા નહિ. આગળ ચાલતાં અમે ખાઇમાં ઉતરવા લાગ્યા. અમારી સાથેનો સાધુ ઝપાટાબંધ ઉતરવા લાગ્યો, જાણે કે તેનો તેને સારી પેઠે પરિચય હોય અને પોતાના ઘરની જ સીઢી તે ઉતરી રહ્યો હોય.

આ ખાઇમાં અમે આગળ વધતા હતા, ત્યારે લલિત કંટા-

ળાથી બબડયો: "રાતને વખતે કેવી વિચિત્ર જગ્યાએ આપણને બોલાવવામાં આવ્યા છે." અંગરક્ષકોમાં પેલી શિકારી ટોળી કે જે વાઘના શિકારની વેળાએ લલિતની સાથે હતી તેનો સરદાર હતો તે પણ કંઇક બબડયો. તેજ વખતે મેં ચંદ્રના પ્રકાશમાં જોયું કે ખાઇને તળીયે માયાની આકૃતિ સફેદ બુરખા સાથે ફરી રહી હતી. તેને જોઇને એ સરદાર સંતોષ પામતો બોલ્યો: 'એ રહ્યાં આશાદેવી !"

લલિત બોલ્યો: "જુઓ તો ! જાણે માયા પોતાના બગીચામાં જ મોજથી ફરી રહી ન હોય !" એમ કહીને તે તેની પાસે પહોંચી જવાને દોડયો.

એ આકૃતિએ અમને પોતાની પાછળ પાછળ આવવાની ઇશારત કરીને આગળ ચાલવા માંડયું. ચોપાસ વીખરાયલાં હાડપિંજરોની વચ્ચે થઇ તે માર્ગ કાપવા લાગી. ચાલતાં ચાલતાં તે એક ટેકરીના પડછાયા પાસે જઈ પહોંચી. ત્યાં ચંદ્રનું અજવાળુ આવતું નહોતું. અહીં વળી પુષ્કળ હાડકાં અને હાડપિંજરો એક સુકાઈ ગએલા ઝરણાની રેતીમાં ચોમેર વીખરાએલાં માલૂમ પડતાં હતાં. અહીં માયા થોભી અને જાણે કે એ સ્થાનનો ઉપયોગ લડાઇમાં કરવાનો તેનો ઇરાદો હોય તેવી રીતે તે ઊભી રહીને કાંઇ વિચાર કરવા લાગી. હવે અમે તેની નજીક પહોંચી ગયા. પેલો સાધુ અમારા અંગરક્ષકોની સાથે પાછળ રહી ગયો. લલિત થોડાં ડગલાં મારી આગળ હતો. અંગરક્ષકો પાછળ રહ્યા હતા કારણકે માયાની આજ્ઞા વિના તેઓ તેની સમીપે જઈ શકતા નહોતા. લલિતે માયાને કહ્યું: "રાતને વખતે તું આવી જગ્યાએ ફરવાનું સાહસ શામાટે કરે છે, માયા ?"

માયાએ કશો જવાબ આપ્યો નહિ, પણ તેણે માત્ર પોતાના બેઉ બાહુ પહોળા કર્યા અને પાછા નીચે નાંખી દીધા. હું આશ્ચર્ય પામ્યો કે તેણે આ વળી શું કર્યું? શું તે તેની કાંઇ ઇશારત હશે? તત્ક્ષણ એ અંધકારમાં હાડકાંનો ગંભીર ખડખડાટ મારે કાને પડ્યો, જાણે કે ચોપાસ ઉભેલી ભૂતાવળ અટ્ટ હાસ્ય કરી રહી હોયની!

મેં શું જોયું? આશ્ચર્યની વચ્ચે મેં જોયું કે એ રેતીની પથારીમાંથી ચોપાસ હાડપિંજરો ઊભાં થતાં હતાં! મેં તેમની સફેદ ખોપરીઓ, તેમનાં મલોખાં જેવા હાથ પગ અને તેમની પોકળ પાંસળીઓ જોઈ! શું હજારો વર્ષો પૂર્વે કપાઈ ગએલાં લશ્કરોનાં હાડપિંજરો અત્યારે જીવતાં થયાં હતાં? તેમનાં હાથમાં ભાલાં પણ હતાં.

મેં જાણ્યું કે આ વળી માયાની જાદૂઈ શક્તિનું એક વધુ વિચિત્ર દર્શન થયું. આ દર્શન કરાવવાનેજ તેણે અમને આટલી રાત્રે ઉંઘમાંથી જગાડીને બોલાવ્યા હશે એમ મેં માન્યું. કબ્રસ્તાનમાંની કબરોમાંથી હાડપિંજરો જીવતાં થઇને ખડખડાટ કરતાં ઊભાં થાય, ત્યારે ગમે તેવો મજબૂત મનનો માણસ પણ શું રહે ખાઇ ગયા વિના રહે? અમે તો એવા કબ્રસ્તાન કરતાંએ વધુ ભયંકર જગ્યાએ ઊભા હતા.

લલિત રહે ખાઇ જતાં પણ ગુસ્સે થઇને બૂમ મારી ઉઠ્યો: "આ તું શો નવો ચમત્કાર બતાવવા માંગે છે?" પણ માયાએ કશો જવાબ ન આપ્યો.

મેં મારી પાછળ કાંઈ અવાજ સાંભળ્યો અને પાછું વાળીને જોયું. એ જીવતાં થયેલાં હાડપિંજરો અમારી પાછળ આવતા અંગરક્ષકો ઉપર હલ્લો કરી રહ્યાં હતાં. તેઓ બિચારા અત્યંત ભયભીત

થઇ ગયા હતા, અને પોતાનાં હથીયાર ફેંકી દઇને આ માયાવી હાડપિંજરોને પગે પડતા હતા! હવે એ હાડપિંજરો પોતાના હાથમાંના ભાલાવડે તેમનાં કાળજાં વીંધતાં હતાં અને મેં જોયું કે તેઓ વીંધાઇ વીંધાઇને ભોંયે પડતા હતા. એટલામાં એ સફેદ આકૃતિએ લલિત તરફ હાથ લંબાવીને કહ્યું: " તેને જીવતો પકડજો, પણ સંભાળીને પકડજો; તેને જરાએ ઇજા થવી જોઇએ નહિ."

મેં તે સ્વરને ઓળખ્યો. તે વિજળુલરેહાનો સ્વર હતો. હવે મને સમજાયું કે અમે એક જાળમાં સપડાયા હતા, પરન્તુ તે સમજણ હવે ઘણી મોડી હતી.

" દગો! દગો!" એવી મેં બૂમ મારવા માંડી, પરન્તુ એ શબ્દો મારા મુખમાંથી બહાર પડે તે પહેલાં એક મજબૂત શરીરના હાડપિંજરે મારા માથાપર જોરથી ફટકો માર્યો એટલે મારાથી બોલી શકાયું નહિ. જોકે હું બોલી શક્યો નહિ, તોપણ થોડો વખત હું ભાનમાં રહ્યો. મેં લલિતને કેટલાક માણસો સાથે જોસથી લડતો જોયો. તે લોકો તેને ભોંયે પછાડવા ખૂબ યત્નો કરતા હતા. એટલામાં મેં લલિતના મુખમાંથી લોહી નીકળતું જોયું. ત્યારપછી મને કશું ભાન રહ્યું નહિ એટલે શું બન્યું તેની મને ખબર રહી નહિ.

મને શામાટે તદ્દન બેભાન કરવામાં આવ્યો નહિ, તે હું જાણતો નથી. કદાચ એ વેશબાદલો કરેલા સૈનિકોએ મને ઉતાવળમાં મરી ગએલો માન્યો હોય, અથવાતો મને પણ જીવતો રાખવાનો ખાસ ઇરાદો રાખવામાં આવ્યો હાય. એ ગમે તેમ હોય, મને માથામાંની ઇજા સિવાય બીજી કશી ઇજા થઇ નહોતી.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રકૃતિનું તાંડવ નૃત્ય.

જ્યારે હું ભાનમાં આવ્યો, ત્યારે પ્રભાત થઈ ગયું હતું. મારા મુખમાં કોઈ આસવ રેડતા ઓજસના શાન્ત મુખનું મેં દર્શન કર્યું. તે આસવ મારા ગળાની હેઠે ઉતરતાંજ મારા આખા શરીરમાં ઝણુઝણાટી આવી અને હું સંપૂર્ણ ભાનમાં આવી ગયો માયાને મેં મારી પાસે ઊભેલી જોઈ. તે ભયંકર સ્વરે બોલી: "બોલ, હરપાળ! બોલ! અહીં શું બની ગયું છે? તું જીવે છે, તો મારો પ્રિયતમ ક્યાં છે? બોલ, તેં તેને ક્યાં સંતાડયો છે? ઝટપટ જવાબ આપ, નહિતો તારૂં મૃત્યુ સમજી લે."

મેં જવાબ આપ્યો: "વિજ્જુલરેહા તેને ઉપાડી ગઈ છે."

"વિજ્જુલરેહા તેને ઉપાડી ગઇ અને તું અહીં જીવતો પડી રહ્યો?"

મેં જવાબ આપ્યો: "મારી ઉપર ગુસ્સે ન થઇશ માયા! તેમાં મારો કશો દોષ નથી. તેં અમને કહ્યું હતું કે તું અમને રાત્રે કોઈ પણ વખતે બોલાવીશ, એટલે તારે નામે અમને ઠગવામાં આવ્યા છે; અને તેમાં કાંઇ નવાઈ જેવું પણ નથી." પછી ટુંકાણમાં મેં માયાને બધી વાત કહી.

તે બધું તેણે સાંભળ્યું. પછી તે જ્યાં અમારા અંગરક્ષકો મરેલા પડયા હતા ત્યાં ગઇ અને તેમની તરફ તેણે દષ્ટિપાત કર્યો. તેમના ભાલા ત્યાં લોહીથી જરા પણ ખરડાયા વિનાના પડયા હતા.

માયા બોલી: "જોયું હરપાળ! જેઓને મારા પ્રિયતમે દયાથી

મૃત્યુમાંથી બચાવ્યા હતા, તેઓ પોતાના શત્રુઓની સામે હથીયાર પણ ઉંચક્યા વિના મરણ પામ્યા છે! તેમના ભાલા ઉપર લોહીનો ડાઘ સરખો નથી. ખરે વખતે તેઓ બાયલાની માફક ડરી ગયા અને મૂઆ."

પછી જે સ્થળ લલિત પકડાયો હતો તે સ્થળે માયા ગઈ. અહીં એક તૂટેલી તલ્વાર પડી હતી. તે લલિતની હતી–લલિતે રાજનના મુડદા પાસેથી લઇ લીધેલી હતી. તે ઉપરાંત ત્યાં બીજા બે મરણ પામેલા માણુસો પડેલા હતા. આ બેઉ માણુસોએ એવાં રંગેલાં કપડાં પહેરેલાં હતાં કે જેથી તેઓ અંધારામાં આબેહૂબ હાડપિંજર જેવાજ દેખાય! તેઓએ પોતાનાં માથાં ને મ્હોં સફેદ રંગેલાં હતાં એટલે તે ખોપરી જેવાં દેખાતાં હતાં. આ જોઇને માયા તુચ્છકારથી બોલી: "મૂર્ખાઓને બ્હીવડાવવાની આ એક યુક્તિ જ હતી. પણ વિજ્જુલરેહાએ શું માયાનો વેશ લેવાની હિંમત કરી? ઠીક છે! તેને હું જોઇ લઇશ. લલિત ઉપર કારમો હુમલો થયો હોવા છતાં તે લડયો છે સારી રીતે. બોલ, હરપાળ! તેને કાંઇ ઇજા થઇ છે કે? મને એમ દેખાય છે કે તેને કશી ઇજા થઇ નથી; પણ તને કાંઇ વધુ ખબર હોય તો કહે."

મેં શંકાશીલતાથી જવાબ આપ્યો: "હું ધારૂં છું કે તેને બહુ ઇજા થઇ નહિ હોય. તેના મુખમાંથી થોડું લોહી વહેતું મેં જોયું હતું, તેથી વધારે કશું જોયું નથી. જો, પેલા ખડક ઉપર લોહીનાં ટપકાં પડેલાં છે."

"તેના લોહીના એક એક ટીપાના બદલામાં હું સો સો માણુસોના જાન લઇશ." અત્યંત ગુસ્સાપૂર્વક તે ભભુકી ઉઠી અને પછી તેણે બૂમ મારી: "ચાલો, ઘોડા પર તુરત સવાર થાઓ! આજે આપણે

ઘણાં કામો કરવાનાં છે. હુરપાળ ! તું અહીંજ રહે. ઓજસ ! તું તેના માથા પરના ઘાની સારવાર કરીને અને તેને ખાવા-પીવાનું લાવી આપજે. માથે તેને કાંઇ બહુ વાગ્યું જણાતું નથી. ”

ઓજસે મારે માથે કાંઇ મલમ ચોપડયો. પછી મેં ખાધું, એટલે મારૂં મગજ કાંઇક સ્વસ્થ થયું. હું જરા હોશીયારીમાં આવ્યો એટલામાં અમારે માટે ઘોડા આવી પહોંચ્યા. તે ઉપર સવારી કરીને અમે ત્યાંથી પાછાં ફર્યાં.

માર્ગમાં જતાં ઘોડાનાં પગલાં તથા બીજાં નિશાનો જોઇને માયા બોલી: “ જો, અહીં માયાએ લલિતને ઉપાડી જવા માટે ચાર ઝડપી ઘોડા જોડેલો રથ તૈયાર રાખ્યો હતો. ખરેખર, તેણે ભારે યુક્તિ કરી, અને હું તો આખી રાત ગફલતમાં ઉંઘતીજ પડી રહી.”

મેદાન ઉપર જંગલી જાતિઓનું લશ્કર અત્યારે ઉતાવળે એકઠું થઈ રહ્યું હતું. તેમાં લગભગ પાંચેક હજાર ઘોડેસવારો હશે. માયાએ તેમના સરદારોને બોલાવ્યા અને કહ્યું:

“ આશાના સેવકો ! તમે સાંભળો. મારા વિવાહિત પતિ વિજ્જુલરેહાના કાવતરાનો ભોગ થઈ પડયા છે અને તે તેના કેદી થયા છે. તેને કાંઇ પણ ઇજા થવા પામે તે પહેલાં મારે ઉતાવળે તેની પાસે જઇ પહોંચવાની જરૂર છે. અત્યારે આપણે નદીની પેલે પાર વિજ્જુલરેહાના લશ્કરપર હલ્લો લઇ જવાને આગળ વધીએ છીએ. ત્યાંથી આગળ વધીને હું ઘોડેસવારોની સાથે કાલુન નગર તરફ ધસી જઇશ કારણકે આજે રાત્રે મારે કાલુનમાં જ સવું છે. તુ શું કહે છે ઓજસ ? બીજું વધારે મોટું લશ્કર કાલુનના કોટનું રક્ષણ કરે છે, એમ ને ? હું તે જાણું છું અને તે

બાબતની મને કશી ચિંતા નથી. જો જરૂર પડશે તો હું તે લશ્કરનો નાશ કરી નાંખીશ. ના, એમ મારી તરફ આશ્ચર્યથી જોયા કર નહિ. તેઓ લગભગ મૂઆ જેવા જ છે. ઘોડેસવારો ! તમારે મારી સાથે આવવાનું છે, અને સરદારો ! તમારે પાછળ આવવાનું છે. જે જુદ્ધના વખતમાં પીઠ બતાવે તેના ઉપર આફત ઉતરશે અને જે બહાદુરીથી લડશે તેને માન તથા પ્રતિષ્ઠા મળશે. હા, હું એટલું પણ કહું છું કે કાલુનનો પ્રદેશ તમને ઇનામમાં આપવામાં આવશે. હું તમને આજ્ઞા કરૂં છું કે તમારે જરા પણ ભય વિના નદી ઓળંગીને જવાનું છે. હું ઘોડેસવારોની સાથે સૌની મધ્યમાં રહીને નદી ઉતરીશ. બસ, હવે લશ્કર ચાલવા માંડે."

આયાના શબ્દોને સરદારોએ વિજયધ્વનિથી વધાવી લીધા. કાલુનનો પ્રદેશ ઇનામ મળવાની લાલચે તેમનામાં ખૂબ ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો.

એક કલાકની મુસાફરી પછી અમે નદીના તીરપ્રદેશમાં પહોંચ્યા. આ પ્રદેશમાં કાંઇ ભીનાશ નહોતી અને નદીમાં બહુ છીછરૂં પાણી હતું, એટલે તે ઉતરી જવામાં કશી તકલીફ પડે તેમ નહોતું, પરન્તુ કીનારા ઉભા ખડકોના બનેલા હતા અને સામા કિનારાની પાછળ વિજ્જુલરેહાનું લશ્કર પડેલું હતું અને નદીની પેલે પાર જઇ પહોંચવું તે વિચારણીય તો હતું જ. નદી કિનારે પુષ્કળ ઘાસ ઉગેલું હતું એટલે ઘોડેસવારોએ ઘોડાને જરા ચારો ચરવા માટે થોભાવ્યા. આયાએ પણ ઘોડીપરથી ઉતરી જઈને તેને આરામ આપ્યો. આ વખતે તે બોલીઃ "હૉરપાળ ! આને તું ઘેલું સાહસ માને છે ? બોલ, તું તેથી બીહે છે ?"

મેં જવાબ આપ્યોઃ "જયાં તારી સરદારી હોય, ત્યાં મારે

બ્હીવાનું હોય જ નહિ, છતાં, વિજળુલરેહાનું પેલું બીજું લશ્કર—"

મને અધવચ અટકાવતી તે બોલી ઉઠી: "તે તો મારી સમક્ષ ધુમ્મસની પેઠે પીગળી જશે. હરપાળ ! હું તને કહું છું કે દુનિયાપર કોઈએ ન જોયા હોય તેવા દેખાવો હવે તું જોશે. મારા શબ્દો યાદ રાખજે કે જ્યારે હું મારી શક્તિઓને છોડી મૂકીશ ત્યારે હું કાલુનના લશ્કરની વચ્ચેથી ખુલ્લે મુખે ચાલી જઇશ અને મા ! કોઇ વાંકો વાળ પણ કરી શકશે નહિ. મને માત્ર ચિંતા એટલી જ થાય છે કે હું ત્યાં પહોંચું તે પહેલાં રખેને વિજળુલરેહા મારા પ્રિયતમનો જાન લેવાનું સાહસ કરે."

પોતાની શક્તિઓ છોડી મૂકવાનો અર્થ શો હશે તે હું સમજી શકતો નહોતો, એટલે આશ્ચર્ય પામતાં મેં જવાબ આપ્યો: "તેની ચિંતા તું ન કરીશ, કારણકે તે તેને સારી પેઠે ચાહે છે, એમ હું ધારૂં છું."

"તારા આવા આશ્વાસન માટે હું તને આશીર્વાદ આપું છું, હરપાળ ! છતાં હું જાણું છું કે તે વિજળુલરેહાનો સ્વીકાર કરશે નહિ, એટલે વિજળુલરેહા તેની પર ગુસ્સે થશે અને લલિતને પોતાના હાથમાંથી જતો જોઇ તે મારા હાથમાં પણ ન આવે તેટલા માટે અદેખાઇથી તે લલિતને ઠારી નાંખવાનો નિશ્ચય કરે તો તે કાંઇ નહિ બનવાજોગ નથી. જો તેમ થઇ જાય તો પછી આ બધો શ્રમ ઉઠાવવાનું ફળ શું ? હરપાળ, તું હવે ખાઈ–પી લે; હું તો કાલુનના રાજમહેલમાં પગ મૂકું તે પહેલાં ખાવાની નથી. જા, તારા ઘોડાનો તંગ–લગામ તપાસી લેજે, આપણે ભારે જોખમભરી મુસાફરીમાં જઇએ

છીએ, સમજ્યો ? તું આ વખતે લલિતના ઘોડાપર સવારી કર. તે ઉતાવળો અને વધારે મજબૂત ઘોડો છે. જો તે મરશે તો અંગરક્ષકો તારે માટે બીજો ઘોડો લાવશે. ”

માયા પર્વતના શિખર તરફના આકાશ ઉપર દૃષ્ટિ લગાવીને ઉભી રહી. તે પોતાની ઇચ્છાશક્તિને ત્યાં કેંદ્રીભૂત કરી હોય એમ જણાયું. તેનું શરીર ધ્રૂજતું હતું તે ઉપરથી મેં ધાર્યું કે તેની ઇચ્છા ભયંકર અને તીવ્ર હોવી જોઇએ. આસપાસની કુદરત પણ ભયંકર સ્વરૂપ ધારણ કરવા લાગી હોય એમ મને જણાયું. પર્વત ઉપરના નિર્મળ આકાશમાં ઘેરાં વાદળાં એક પછી એક એકઠાં થતાં દેખાવા લાગ્યાં. આ જોઇને મેં સાધારણ રીતેજ માયાને કહ્યું: “ માયા ! હવા બદલાય એવાં ચિહ્નો જણાય છે.”

માયાએ જવાબ આપ્યો: “ હા; રાત પડયા પહેલાં હવા મારા હૃદય કરતાં પણ વધારે ભયંકર સ્વરૂપ ધારણ કરશે. કાલુનમાં વરસાદની તાણ છે, પરન્તુ હવે તેઓને પાણીનો દુકાળ વેઠવો નહિ પડે ! હરપાળ, ચાલ હવે ઘોડાપર ચડી બેસ ! કુચ શરૂ થાય છે. ” એમ કહેતી કે માયા એક છલંગ મારની પોતાની ઘોડીપર ચડી બેઠી.

પછી પાંચ હજાર ઘોડેસવારોની વચ્ચે થઇને અમે નદી તરફ આગળ વધ્યા. નદીને કાંઠે પહોંચતાં અમે જોયું કે સૈનિકોની બે ટુકડીઓ એક અમારી જમણી બાજુએથી અને બીજી અમારી ડાબી બાજુએથી નદીના પાણીમાં દાખલ થતી હતી. તેઓ અમારાથી બેઉ બાજુએ અર્ધો–અર્ધો માઇલ દૂર હતી એટલે તેઓ પાણીમાં દાખલ થતાં તેમને શત્રુ તરફથી અટકાવવામાં આવી હતી કે નહિ તે હું નજરે જોઈ શક્યો નહિ, પરન્તુ પાછળથી મારા જાણવામાં આવ્યું કે

ત્યાં બેઉ પક્ષો વચ્ચે સખ્ત ઝપાઝપી થઇ હતી અને ત્યારપછી અમારી ટુકડીઓ નદીના પાણીમાં દાખલ થઈ શકી હતી. સામે કિનારે વિજ્જુલરેહાનું લશ્કર તૈયાર થઇને ઊભું હતું. તે ઉપરાંત નદીના પાણીની વચમાં કેટલાક માણસો હાથમાં ભાલાં સાથે અમારી રાહ જોઇને ઊભા હતા અમે તેમની નજીક પહોંચીએ કે તુરત અમારા ઘોડાને ભાલાથી ઘાયલ કરવાનો જ તેમનો ઇરાદો જણાયો. અમારી ઘોડેસવાર ટુકડીઓએ તો જયનાદ સાથે પાણીમાં પ્રવેશ કર્યો. અમે તો હજી કાંઠાપર જ ઊભાં હતાં. એટલામાં નદીની મધ્યમાં યુદ્ધ ચાલવા લાગ્યું. એટલામાં ઓજસ માયાની પાસે આવ્યો અને બોલ્યો કે "અત્યારે આપણો ગુપ્તચર ખબર લાવ્યો છે કે વિજ્જુલરેહા, શામન અને એક સિપાઇ એટલા જણ લલિતસિંગને હાથ–પગ બાંધીને એક રથમાં નાંખી ઉતાવળે કાલુન તરફ ઘસડી ગયાં છે."

માયાએ જવાબ આપ્યો: "તે હું જાણું છું, ઓજસ!"

ઘોડેસવારોએ નદીની વચ્ચેના શત્રુના માણસોને સારી પેઠે મારી–કૂટીને હાંકી કાઢ્યા અને તેઓ આગળ વધ્યા પણ તેઓ કાંઠે પહોંચ્યા, ત્યારે તેઓ કાંઠાપર પગ મૂકે તે પહેલાં શત્રુના માણસોએ તેમની ઉપર જબ્બર હલ્લો કર્યો અને ભારે નુકસાન સાથે તેમને પાછા હાંકી કાઢ્યા. ઉપરાઉપરી ત્રણ વાર અમારા માણસોએ કાંઠે પહોંચવાને પ્રયાસ કર્યો, પણ એ ત્રણે વખત તેમને પાછા હઠવું પડયું. છેવટે માયા અધીરી થઇ. તે બોલી: "તેમને એક સારા સરદારની જરૂર છે, એટલે મારે તેમને સરદાર આપવો જોઇએ." એમ કહીને તે આગળ ચાલી અને હું તથા ઘોડેસવાર લશ્કરને બાકીનો ભાગ પાછળ પાછળ ચાલ્યા. તે પાણીમાં થોડે સુધી આગળ વધીને પછી થોભી અને સામા

કાંઠાપર હલ્લો લઇ ગએલા અમારા સૈનિકો પાછા હઠે તે સમયની રાહ જોવા લાગી. આ વખતે ઑજસે મારા કાનમાં કહ્યું: "દેવી આ ગાંડાઇ કરે છે. તે આમાં કપાઇ જશે."

મેં તેને જવાબ આપ્યો: "શું તું એવું ધારે છે?"

એટલામાં માયાએ પોતાનો હાથ ઉંચો કર્યો. તેના હાથમાં કશું હથીયાર નહોતું. તેણે માત્ર હાથને આમતેમ હલાવ્યો. આગળ વધવાની આ ઇશારત થતી જોઇને સૈનિકોએ ખુશાલીનો પોકાર કર્યો. એ વખતે માયાએ પોતાના ઘોડાને આગળ ચલાવ્યો અને ઘોડો પાણીમાં આગળ વધ્યો.

માત્ર બેજ મિનિટમાં અમારી ઉપર તીર અને ભાલાંનો વરસાદ વરસવા લાગ્યો અને આકાશ તેથી છવાઇ જતું દેખાવા લાગ્યું. અમારી જમણી અને ડાબી બાજુએ ઘોડા અને માણસો દોડાદોડી કરી રહ્યા હતા પરન્તુ અમને કોઇનોએ સ્પર્શ થવા પામતો નહિ! પાંચ મિનિટમાં અમે સામે કાંઠે પહોંચી ગયાં અને ખરેખરૂં તુમુલ યુદ્ધ મચ્યું.

ખરેખર એ ભયંકર યુદ્ધ હતું, પણ તેમાં અમારો એકકે સૈનિક હવે પાછો હઠતો નહિ. જે જે દિશાએ સરદારો આગળ વધતા તે તે દિશાએ સૈનિકો આગળ ધપતા, મરતા કે પછડાતા, પરન્તુ કોઈ પાછું હઠતુંજ નહિ. અમે કિનારા ઉપર પહોંચી ગયાં અને શત્રુનાં માણસો અમારી આસપાસ ફરી વળ્યા, પરંતુ તેમની વચ્ચે થઇને અમે ધીમે ધીમે આગળ વધવાજ લાગ્યા. એ પ્રમાણે શત્રુની છાવણીની મધ્યમાં થઇને અમે પસાર થવા લાગ્યા અને અમારી પાછળ આવતા અમારા સૈનિકો શત્રુની તૂટતી હારોની સાથે લડીને તેઓમાં ખરાબી નીપજાવવા લાગ્યા. એ પ્રમાણે અર્ધો માઇલ સુધી અમે અમારા સૈનિકોની

સાથે આગળ વધ્યા. તેમાં કેટલાકનું મરણ થયું અને કેટલાક ઘવાયા, પરન્તુ તુરત જ એવી આજ્ઞા કરવામાં આવી કે ઘવાયલાઓએ લશ્કર છોડી ચાલ્યા જવું પરંતુ પોતાના ઘોડા બીજા સારા સૈનિકો કે જેમના ઘોડા મૂઆ હોય તેમને આપવા. આમ કરવાથી અમારી સાથે લગભગ ત્રણ હજાર ઘોડેસવારો રહ્યા. ઘોડેસવારોના એટલા લશ્કર સાથે અમે કાબૂલ તરફ આગળ વધવા માંડયું. બરાબર મધ્યાહ્ન થતાં અમે કાબુલનાં ઝાડવાં દૂરથી જોયાં. તુરતજ પાણીના એક તળાવ પાસે અમે લશ્કરને થોભાવ્યું. ત્યાં સૌએ પોતપોતાની સાથે આણેલું ભાતું ખાધું અને પાણી પીધું. અહીં અમને અમારા વધુ ગુપ્તચરો મળ્યા. તેમણે અમને સમાચાર આપ્યાં કે વિજળીલરેહાએ પોતાના લશ્કરને શહેર સુધી પહોંચવા માટેના પૂલો પાસે ગોઠવ્યું છે અને તે લશ્કર એટલું મોટું છે કે માત્ર આટલા ઘોડેસવારો સાથે તેની ઉપર હલ્લો કરવો તે ખુવારી વેઠીને પાછા ફરવા જેવું છે. પરન્તુ માયાએ તેમના આ સમાચાર ઉપર ધ્યાન સરખુંય આપ્યું નહિ. તેણે આજ્ઞા કરી કે થાકેલા ઘોડાને છોડી દઇને માત્ર તાજા ઘોડા ઉપરજ સૈનિકોએ સવારી કરવી.

પુનઃ અમે ધીમે ધીમે આગળ વધવા લાગ્યા. જેમ જેમ અમે આગળ વધતા હતા, તેમ તેમ આકાશમાંનાં કાળાં વાદળાં પણ આગળ વધતાં હતાં. તેમાંથી વારંવાર વીજળી ચમકતી દેખાતી હતી, અને ઘનઘટાથી પ્રસરી રહેલા અંધારામાં પ્રકાશ પ્રસારતી હતી. કાબુલનગર વધુ ને વધુ નજીક આવવા લાગ્યું અને કાબુલના ઘોડેસવાર સૈનિકોની મજબૂત હાર અમારી દૃષ્ટિએ પડવા લાગી.

એટલામાં વિજળીલરેહા તરફનો એક દૂત અમારી તરફ આવતો દેખાયો. માયાએ હાથ ઉંચકીને સૌને થોભવની ઇશારત કરી એટલે આખું લશ્કર ઊભું રહ્યું. માયાની સામે પહોંચીને દૂતે પોતાનો ઘોડો

ઊભો રાખીને હિંમતથી બોલવા માંડયું: "ઓ આશા! વિજ્જુલ-રેહાનો સંદેશો સાંભળી લે. તારો પ્રિયતમ વિજ્જુલરેહાના મહેલમાં કેદ થઈ ચૂકેલો છે. જો તું એક ડગલું પણ આગળ વધીશ, તો અમે તારો અને તારા નાનાશા લશ્કરનો નાશ કરી નાંખીશું. છતાં જો કાંઈ ચમત્કારથી તું અમને જીતીશ, તો અમે તારા પ્રિયતમને ઠાર કરીશું. માટે તું તારા પર્વતમાં ઝટપટ પાછી ચાલી જા. વિજ્જુલરેહા તને સુલેહ અને તારાં માણસોને જીવિતદાન દેવા તૈયાર છે. બોલ! આ સંદેશાનો તું શો જવાબ આપે છે?"

માયાએ ઓજસને ધીરે શબ્દે કાંઈ કહ્યું, એટલે ઓજસે ઉચ્ચ સ્વરે દૂતને જવાબ આપ્યો: "એનો કશો જવાબ આપવાનો નથી. તને જો તારી જીંદગી વ્હાલી હોય, તો તું પાછો ચાલ્યો જા, નહિતો મૃત્યુ તારી નજીક આવતું જાય છે."

દૂત પાછો ઘોડો દોડાવી ગયો. માયા થોડી ક્ષણો ઉંડા વિચારમા પડી જતી દેખાઇ. તુરતજ તેણે મારી તરફ જોયું. મેં જોયું કે માયાની આંખો બુરખાની અંદર એક છંછેડાયલી સિંહણના જેવી તગતગતી હતી. તે બોલી: "હરપાળ! હવે તું પ્રકૃતિનું તાંડવનૃત્ય જોવાને તૈયાર થઇ જા. બની શકે ત્યાંસુધી તે લોકોને બચાવી લેવાનો મારો ઈરાદો હતો, પરન્તુ મારૂં હૃદય મને સાહસિક થવાનું કહે છે. લલિતને જીવતો રહેલો જોવાને મારે મારી બધી છૂપી શક્તિઓનો ઉપયોગ કરવો પડશે અને માનુષીય દયાને બાજુએ મૂકી દેવી પડશે. હરપાળ! હું તને કહું છું કે તે લોકો લલિતને ઠાર કરવાની તૈયારીમાં જ છે!"

પછી માયા મોટેથી બૂમ પાડીને બોલી: "સરદારો! તમે જરા પણ ગભરાશો નહિ. તમે સંખ્યામાં તો થોડા છો, પરંતુ યાદ રાખજો

કે તમારી બાજુએ બીજા લાખો જોદ્ધાઓનું બળ ઊભું છે. હવે તમે આશાની પાછળ પાછળ ચાલો અને ગમે તેવું તમે જુઓ કે અનુભવો પણ તેથી જરાએ ગભરાશો નહિ. બધા સૈનિકોને કહી દો કે જરાએ ગભરાયા વિના તમે આશાની પાછળ પાછળ ચાલ્યા આવો અને શત્રુઓના લશ્કરની, પૂલોની અને કાબુલ નગરની વચ્ચે જઈને આપણે હિંમતભેર આગળ વધવાનું છે."

સરદારોએ ચોમેર ઘૂમીને બધા સૈનિકોને માયાની સૂચના પહોંચાડી દીધી. સૈનિકોએ એકનિષ્ઠાથી જવાબ આપ્યો: "પાણીમાં થઈને અમે આશાની સાથે આગળ વધ્યા છીએ, અને મેદાનપર પણ અમે આગળ વધીશું. હવે ઝડપથી ચાલો. અંધકાર ઘણો જ ફેલાતો જાય છે."

હવે ઘોડેસવારો એક ત્રિકોણના આકારમા ગોઠવાયા. એ ત્રિકોણના મોખરાપર માયા અને તેની એક બાજુએ હું તથા બીજી બાજુએ ઓજસ ઘોડાપર આગળ વધવા લાગ્યા. એટલામાં રણશીંગાનો તીવ્ર સૂર સંભળાયો અને શત્રુ પક્ષના ઘોડેસવારોની હારની હાર અમને ઘેરી લેવાને આગળ વધી. તે હારોની પાછળ સૈનિકોનો મોટો દરિયો હેલે ચડયો હોય એવો દેખાવ થઈ રહ્યો.

મને લાગ્યું કે હવે અમારો અંત નજીક હતો. અમે ઘેરાઈ જઈશું અને કત્લ થઈશું એમ મને લાગવા માંડયું.

માયાએ પોતાનો બુરખો કાઢી નાંખ્યો અને જાણે કે તે હાથમાં ધ્વજા પકડી રહી હોય તેમ બુરખાનું કપડું તેણે હાથમાં ઉંચું ધરી રાખ્યું. તુરતજ તેના મસ્તકપરની દિવ્ય જ્યોત ઝળકી ઉઠી.

આકાશમાં વાદળાં વધારે પ્રમાણમાં ઉમટવા લાગ્યાં અને ચોમેર

અંધકાર વ્યાપવા લાગ્યો. એ અંધકારમાં માયાના મસ્તકપરની જ્યોત જોરથી ચમકવા લાગી. ધસી આવતા દસ હજાર ઘોડાના દાબડાનો અવાજ વધુ જોરથી સંભળાવા લાગ્યો. અમારી પાછળ આવેલા પર્વતના શિખરપરથી અગ્નિજવાળા કારમા જોરથી ભભુકવા લાગી. દેખાવ ભયંકર થઇ પડયો. કાલુન નગરના બૂરજોની પાછળ સૂર્ય નમવા લાગ્યો અને અંધકાર વધારે જોરથી ઉલટગો. અમારી કતલ હવે હાથવેંતમાં હતી એવું જણાવા લાગ્યું.

માયાએ લગામ છોડી દીધી અને તેને ઘોડીની ગરદન ઉપર પડી જવા દીધી. તેણે પોતાના બેઉ હાથ હવામાં પહોળા કરીને વીંઝયા, જાણે કે પ્રકૃતિને તેણે કાંઇ ઇશારત કરી ન હોય! તત્ક્ષણ પર્વત ઉપરનો અગ્નિ જોરથી ભભુકી ઉઠયો, આકાશમાં વીજળીનો તીવ્ર ઝબકારો થયો અને ભયંકર ગર્જના થઈ. પછી માયાએ કાલુન નગર ઉપર ગજબ વરસાવ્યો! કારમો જોરદાર પવન ફુંકાવા લાગ્યો અને તે મોટા મોટા પત્થરો અને ખડકોને પણ તોડી-ફોડીને હવામાં ઉડાડવા લાગ્યો. એજ ક્ષણે મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો અને વીજળીના ઝબકારા ક્ષણે ક્ષણે થવા લાગ્યા. માયાએ મને ચેતવ્યો હતો તે પ્રમાણેજ આ બની રહ્યું હતું. ખરેખર, પ્રકૃતિ અત્યારે તાંડવ નૃત્ય કરી રહી હતી! છતાં અમો જરા પણ ઇજા પામ્યા વિના આગળ ધપે જતા હતા. એ ગજબનાક તોફાન અમારી મોખરે આગળ વધ્યું જતું હતું એટલે અમને તેની અસર જણાતી નહિ. પ્રકૃતિ પોતાનાં હજારો મુખમાંથી ફુત્કાર કરી રહી હોય અને તે જૂદા જૂદા ફુત્કારનું ભયંકર મિશ્રણ થઇને એક અવર્ણનીય ભયંકર ઝંઝાવાત ચાલી રહ્યો હોય તેવો એ દેખાવ હતો. હથીયારોના જે ફટકા અમારે શત્રુનાં માણસો ઉપર મારવાના હતા તે ફટકા પ્રકૃતિ આ રીતે મારી રહી હતી અને અમારૂંજ કામ બજાવી રહી હતી. અમારી સામે

અમને ઘેરી લેવાને જે જંગી ઘોડેસવાર લશ્કર આવતું હતું તે આ પ્રકૃતિલીલાથી વેરાઇ-વીંખાઇને ક્યાંય ગુમ થઈ ગયું ! જે તોફાનથી મોટા પર્વતો ડોલી રહે તે તોફાન આગળ એ માણસોનું શું ગજું ? સાંજનો અંધકાર હતોજ, વધારામાં વાદળાંનો અંધકાર હતો એટલે કશો પ્રકાશ પડતો નહોતો, છતાં વારંવાર વીજળીના ઝબકારા થતા હતા, તેના પ્રકાશમાં હું અકળાયલા-ગભરાયલા માણસોની દોડાદોડી તથા નાસ-ભાગ જોઇ શકતો હતો. તેના પાયદળનાં માણસો ઝાડનાં પાંદડાંની પેઠે ઉડી જતાં હતાં, તેમની ઉપર ખડકો તૂટી પડતા અને તેઓ બિચારા છુંદાઈને મરી જતા. તેમનું તે વખતનું કકળાણ પ્રકૃતિના ભયાનક ફુત્કાર આગળ કશા હિસાબમાં નહોતું.

વૃક્ષોનાં મોટાં વનનાં વન મૂળમાંથી ઉખડીને ઉથલી પડતાં તથા ઉડી જતાં મેં જોયાં. કાલુનના બૂરજો અને કોટની દીવાલો ધડાધડ તૂટી પડતી અને તેના પત્થર ક્યાંના ક્યાં જઇને પડતા મેં જોયા. તે સાથેજ કોટની અંદરનાં મકાનોને આગ લાગી ! ઉપરથી વરસતા વરસાદને લીધે એક બાજુએ આગ બુઝાઇ જાય કે તુરત બીજી બાજુએ આગ લાગવા માંડે ! ચોપાસ કાન પડ્યું સંભળાય નહિ અને વિજળી ન હોય ત્યારે નજર પડ્યું દેખાય નહિ એવી સ્થિતિ ચાલી રહી. માયા બોલીઃ "હરપાળ ! મેં તને પ્રકૃતિના તાંડવ નૃત્ય માટે તૈયાર થઇ રહેવાનું કહ્યું હતું. બોલ, હવે તું માને છે કે જગતની બાંધી રાખેલી શક્તિઓને હું છોડી શકવા સમર્થ છું ?"

\+ + + + +

થોડી વારમાં તો પ્રકૃતિએ પોતાની લીલા સંકેલી લીધી. આકાશ સ્વચ્છ થઈ ગયું. અમારી સમીપે કાલુન તરફ આગળ વધવાના પૂલો

શત્રુના સૈનિકોથી રક્ષાયલા નહિ પણ ખાલી પડયા હતા. તેની પેલે પાર કાલુનનગર ભડભડાટ બળતું હતું. પણ વિજળુલરેહાનું લશ્કર ક્યાં? મુડદાં અને હાડકાંથી ભરેલી ખાઇઓમાં, ખાડાઓમાં, પહાડી કોતરોમાં, બીજે ક્યાં? છતાં અમારા એકકે ઘોડેસવારને કશી ઇજા થઇ નહોતી. આ પ્રકૃતિલીલા જોઇને તેઓ ધ્રુજતા–ગભરાતા પણ જરાએ હરકત વિના આગળ વધતા હતા. તેઓ હવે વિજયી થયા હતા અને તેથી તેમનામાં હિંમત આવી હતી.

માયા પૂલને સામે છેડે પહોંચીને ઘોડીને ઘુમાવતી વિજયશાલિની વીરાંગના પેઠે પ્રતાપવંત રૂઆબથી ઊભી રહી. તેનો તે સમયનો દિવ્ય દેખાવ જોઇને સૈનિકો ઉત્સાહમાં આવી ગયા અને બોલી ઉઠયા: "ઓ દેવી! તારી શક્તિ અજબ–ગજબ છે! તને અમારાં વંદન છે!"

પછી તેણે ઘોડીને આગળ ચલાવી અને લશ્કર તેની પાછળ પાછળ ચાલ્યું. ભડભડાટ બળતા કાલુનનગરના ધોરી રસ્તાપર થઇને અમે રાજમહેલે પહોંચ્યા. દરવાજાની અંદરથી આગળ વધતાં રાજમહેલના આંગણામાં ચોપાસ શૂન્યકાર વ્યાપેલો માલુમ પડયો. માત્ર પર્વતપરના અગ્નિના ગગડાટ કોઇ કોઇ વાર કાને પડતા હતા અને કાળના કૂતરાઓની ગર્જના થોડી થોડી સાંભળવામાં આવતી હતી. માયા રાજમહેલના આંગણામાં ઘોડીપરથી ઉતરી પડી અને બીજા બધાને ત્યાં થોભવાની સૂચના કરીને ઓજસને તથા મને સાથે લઇ રાજમહેલના ઓરડાઓમાં દાખલ થઇ. દ્વાર તો ખુલ્લાં જ હતાં.

એક પછી એક ઓરડા જોતાં તે ખાલી જણાવા લાગ્યા. કેઇ નાસી ગયા હતા તો કોઇ મરણ પામેલા જણાતા હતા. છતાં માયા

એક પછી એક ઓરડામાં ઝડપથી પેસવા અને બહાર નીકળવા લાગી. હવે તે એક પત્થરની નીસરણી વાટે બૂરજપર ચડવા લાગી. એજ બૂરજ ઉપર શામન રહેતો હતો. શામનના ઓરડાનું દ્વાર બંધ હતું અને તેને તાળું વાસેલું હતું, પરન્તુ માયા ત્યાં પહોંચતાં અને તેણે તેને ધક્કો મારતાંજ દ્વાર ધડાધડ ઉઘડી ગયું અને તાળું તથા સાંકળ તૂટીને નીચે પડયાં.

ઓરડામાં એક બાજુએ દીવો બળતો હતો. એક ખુરશીમાં ફીક્કા ચહેરાવાળો, હાથે પગે બંધાયલો, છતાં મગરૂર અને જુસ્સાદાર દેખાતો લલિત બેઠો હતો. તેની પાસે, તેના ઉપર, હાથમાં ખુલ્લી કટારી ઉગામીને લલિત ઉપર ઘા કરવાની જ તૈયારી સાથે શામન ઊભો હતો. જમીન ઉપર આંખો ફાડીને પણ પોતાના બાદશાહી દમામમાં હજી પણ દીપી રહેલી અથાગ ખૂબસુરતીમાં શોભતી વિજળીરેહા ચત્તી પડી હતી–મૂએલી પડી હતી.

માયાએ પોતાનો હાથ હલાવ્યો અને તત્ક્ષણ શામનના હાથમાંથી કટારી નીચે પડી ગઈ. તેનો ખણખણાટ કરતો અવાજ થયો. તેજ ક્ષણે શામન જાણે કે તેને કારમો લકવો થઇ ગયો હોય તેમ પત્થરના પૂતળા જેવો જડ બની ગયો.

હવે માયાએ જમીનપરથી કટારી ઉંચકીને તે વડે લલિતને બાંધેલાં દોરડાં કાપી નાંખ્યાં, પછી તે છુટકારાનો દમ લેતી પાસેની એક ખુરશીમાં બેસી ગઇ. લલિત પોતાની આસપાસ ભયચકિત નજર કરતો ઊભો થયો અને અત્યંત વેદનાયુક્ત નબળે અવાજે બોલ્યો: "માયા! તું બરાબર વખતસર આવી પહોંચી છે. જો તું એક જ ક્ષણ મોડી પહોંચી હોત, તો આ ખૂની કૂતરાએ–" શામન તરફ

આંગળી કરીને તે આગળ બોલ્યો: "મારૂં મોત નીપજાવ્યું હોત. પણ લડાઈ કેમ ચાલી રહી છે? ભયંકર તોફાનની વચ્ચે થઈને તું અહીં કેવી રીતે આવી શકી? ઓ કાકા! મને પકડી જનારાઓએ તમને મારી નાંખ્યા નહિ, તે પ્રભુનો કેવડો મોટો ઉપકાર!"

માયાએ જવાબ આપ્યો: "લડાઈ થોડો વખત તો આપણા લાભમાં ચાલી નહિ. હું તોફાનની વચ્ચે થઈને આવી નથી, પરંતુ તોફાનની પાંખો ઉપર બેસીને આવી છું. હવે તું કહે કે આપણે છૂટાં પડયાં, ત્યારપછી તારે માથે શાં શાં વીતક વીત્યાં."

લલિતે સંક્ષેપમાં જણાવ્યું: "પહેલાં મને દગાથી ફસાવ્યો, પછી મને કબજે કર્યો, બાંધ્યો, અહીં લાવવામાં આવ્યો અને મને કહેવામાં આવ્યું કે "તું માયાને ચીઠી લખ કે લશ્કર આગળ ન વધતાં અટકે અને જો ચીઠી નહિ લખે તો તને મારી નાંખીશું;' મેં ચીઠી લખવાની ના કહી અને પછી—" લલિતે ભોંયે પડેલા વિજ્જુલરેહાના મુડદા તરફ દ્રષ્ટિપાત કર્યો.

"પછી શું થયું?" માયાએ પૂછયું.

"પછી ભયંકર તોફાન ચાલ્યું અને તેથી તો હું ગાંડા જેવો બની ગયો. અહા! જો તેં પવનના સુસવાટા અને તેથી તૂટી પડતી કિલ્લાની દિવાલોના અવાજો સાંભળ્યા હોત, વિજળીના ઝબકારા અને વરસાદની તૂટી પડતી મૂશળધારો જોઈ હોત—"

માયા અધવચ બોલી: "તને બચાવવા માટે મેં જ તેમને મોકલ્યાં હતાં."

લલિત આશ્ચર્યથી તેની સામે જોઈ રહ્યો અને પછી બોલ્યો: "વિજ્જુલરેહા પણ તેમજ કહેતી હતી, પરંતુ હું તેનું કહેવું માનતો

નહોતો. મેં ધાર્યું કે અત્યારે દુનિયાનો પ્રલયકાળ જ આવી પહોંચ્યો છે. વિજ્જુલરેહા ગુસ્સાથી ઘેલી બની જઈને મારી પાસે આવીને બોલી કે 'મારી પ્રજાનો નાશ થઈ ગયો છે અને હું આવા શેતાની બળ સામે લડી શકું તેમ નથી. પણ હું તને અત્યારેજ યમધામમાં પહોંચાડી દઉં છું.' એમ કહીને તેણે હાથમાં કટાર લીધી. મેં કહ્યું કે 'મારવો હોય તો મારી નાંખ.' હું ખાત્રીથી માનતો હતો કે હું જ્યાં જ્યાં જઈશ, ત્યાં ત્યા તુ મારી પાછળ જરૂર આવીશ. હું થાકી ગયો હતો અને પેલાં બનાવટી હાડપીંજરો સાથેના યુદ્ધમાં મેં કેટલુંક લોહી ગુમાવ્યું હોવાથી હું નબળો પડી ગયો હતો; એટલે હું ખંજરનો ઘા પડવાની રાહ જોતો આંખો મીંચીનેજ બેસી રહ્યો. પરન્તુ ખંજરનો ઘા પડવાને બદલે મેં મારા કપાળ પર તેના ઓઠનો સ્પર્શ અનુભવ્યો! તે બોલી: "ના, હું તને નહિ મારૂં. મારા વ્હાલા! તને મારો આશીર્વાદ છે. તારી ભાગ્યરેખા તું પૂરી કરજે અને મારી ભાગ્યરેખા હું પૂરી કરૂં છું. મેં પાસા નાંખી જોયા છે પણ તે મારે માટે અવળા પડયા છે. અત્યારે તો હું જાઉં છું, પરન્તુ વળી હું બીજો દાવ નાંખીશ અને તે વખતે કદાચ સવળા પાસા પડે.' મેં આંખ ઉઘાડીને જોયું. વિજ્જુલરેહા હાથમાં પ્યાલો લઇને ઉભી હતી. જો, એજ પ્યાલો તેના મૃતદેહની પાસે પડેલો છે. તે બોલી ઉઠી: 'હું હારી છું, છતાં હું જીતી છું. હું તારી પહેલાં જઉં છું, કારણકે જે રસ્તેથી તું પસાર થવાનો છે તે રસ્તો મારે તૈયાર કરી રાખવો છે અને પરલોકમાં તારે માટે તારૂં સ્થાન તૈયાર કરવું છે. આપણે ફરીથી મળીશું અને ત્યાંસુધી હું તારી જ છું અને તારી જ રહીશ. આશાના ઘોડેસવારો મારા નગરમાં દાખલ થઈ ચૂકયા છે અને તેમને મોખરે વિજળીનાં વસ્ત્રો ધારણ કરીને આશા આવી રહી

છે.' એમ બોલતીક તે પોતાના હાથમાંના પ્યાલાનો પદાર્થ પી ગઇ અને તત્ક્ષણ ભોંયે પડીને મરી ગઇ. પછી આ ઘરડા શામને મને મારી નાંખ્યો હોત, કારણકે દોરડાથી બંધાયલો હોવાથી હું તેની સામે થઈ શકું તેમ નહોતું. એટલામાં તો બારણું ઉઘડી ગયું અને તું અંદર આવી. એની ઉપર તું દયા કરજે, માયા, કારણકે તે તેના વંશનો છે અને વિજળુલરેહા પ્રત્યે તેની એકનિષ્ઠા હતી." એટલું બોલતાં લલિત થાકી ગયો અને તે એકદમ ખુરશીપર બેસી ગયો. તે એકદમ ઘરડો થઈ ગયો હોય તેમ નાતવાન દેખાવા લાગ્યો.

માયા ચિંતાતુર થતી બોલી: "તારી તબીયત સારી નથી. ઓજસ! પેલી દવા લાવ. ઉતાવળ કર."

ઓજસે તત્ક્ષણ પોતાના ગજવામાંથી એક કુપ્પી કાઢીને તેને ખોલી નાંખી અને પછી લલિતના હાથમાં આપતાં કહ્યું: "તે પી જાઓ, એટલે તમારી તબીયત બરાબર ઠેકાણે આવી જશે."

"લાવો; મને તબીયત ઠેકાણે આવે એવી દવાની જ જરૂર છે. ગઇ કાલનું મેં કશું ખાધું-પીધું નથી એટલે આટલી દવા પેટમાં પડશે તોપણ ઠીક છે." એમ કહીને તેણે એ કુપ્પી પોતાના મુખમાં રેડી દીધી. પછી તે માયાને સંબોધીને બોલ્યો: "તારી દવાઓ હમેશાં સારી જ હોય છે; પરન્તુ તારી સારામાં સારી દવા તો મને એ મળી છે કે હું તને મારી સમક્ષ સલામત અને વિજયવંત ઊભેલી જોઉં છું અને મૃત્યુમાંથી બચેલો હું તને સાબાશી આપવાને જીવતો રહ્યો છું. કહે, હવે તું મને કાંઈ ખાવાનું આપીશ?"

"હા." એમ કહીને માયાએ ઓજસને ઇશારો કર્યો એટલે તેણે પોતાની એક થેલીમાંથી કાંઈ ખાવાનું કાઢયું. ભોંયે પડેલા

વિજ્જુલરેહાના મુડદાની અને સ્તબ્ધ બની ગએલા શામનની સમક્ષ પણ મેં તથા લલિતે તે ખાવા માંડ્યું. ઓજસ તથા માયાએ કશું ખાધું નહિ.

---

## પ્રકરણ ૭ મું.

---

### માયાનું આત્મસમર્પણ.

મારા કરતાં લલિતે વધારે ખાધું તે ઉપરથી જોઈ શકાતું હતું કે તેને ખૂબ ભૂખ લાગી હોવી જોઈએ. પરન્તુ માત્ર એકજ દિવસના ગાળામાં મને લલિતના ચહેરામાં, તેના શરીરના વર્ણમાં અને તેની આંખોમાં ખૂબ જ ફેરફાર થઈ ગએલો જણાતો હતો. તે વધારે નબળો અને ફિક્કો દેખાતો હતો અને તેની એ સ્થિતિ જોઈને મને દુઃખ થતું હતું. ભોજન કરી રહીને લલિત બોલ્યો: “ આ લડાઈમાં હું ભાગ લઈ શક્યો હોત તો મને બહુજ આનંદ થાત. ”

માયા બોલી: “ માત્ર મારા લશ્કરને મોખરેજ લડાઈ ચાલી હતી. મારા પ્રધાનો આગ, વરસાદ અને પવન સિવાય બીજું કોઈ તેમાં લડ્યું નથી. જેઓ ઉંઘતા હતા તેમને મેં જગાડીને બોલાવ્યા હતા અને તને બચાવવા માટે તેમણે યુદ્ધ ચલાવ્યું હતું.”

“ એક માણસની જીંદગી માટે અસંખ્ય માણસોના જીવ લેવા! અરર ! ” લલિતને એ વિચારથી અત્યંત દુઃખ થયું જણાયું.

“ તેઓ હજારોને બદલે લાખોની સંખ્યામાં હોત, તોપણ હું તેમનો જીવ લીધા વિના રહેત નહિ. તેમનાં મોત નીપજાવવાનું પાપ

મારે માથે છે, તારે માથે નહિ; અથવાતો વસ્તુતઃ આ વિન્જુ-રેહાને માથે જ એ પાપ રહેલું છે."

લલિત બોલ્યો: "તોપણુ તેં હજારો મનુષ્યોને કતલ કર્યાં છે તે કેટલું ભયંકર કહેવાય! પણ એમાં તારોએ શો વાંક? કાલે મારે જ મારો જીવ બચાવવા માટે બે માણસોને મારવા જ પડયાં હતાંને?"

"હા, હું તે સ્થળે ગઈ હતી. અને હુરપાળ! ત્યાં મેં કેવા સોગંદ લીધા હતા તે તને યાદ હશે. મેં કહ્યું હતું કે લલિતના એક એક લોહીના ટીપાના બદલામાં હું સો સો માણસોના જાન લઇશ મેં એ સોગંદ પાર પાડયા છે. હવે પેલા શામન તરફ જો! મારી શક્તિથી તે કેવો પત્થરના પૂતળાની જેમ સ્થિર બની ગયો છે? તે જીવે છે, છતાં મૂએલોજ ઊભો છે. હું અહીં આવી ત્યારે તે શું કરવા માંગતો હતો?"

લલિત બોલ્યો: "તે મારી ઉપર આ બધાનું વેર લેવા માંગતો હતો. પરન્તુ માયા! આ બધાનું વેર તારા કરતાં કોઇ વધુ બળવાન શક્તિ તારી કે મારી ઉપર નહિ વાળે તેમ તું શા ઉપરથી માને છે?" આ શબ્દો બોલતાં લલિતના ચહેરા ઉપર કોઇ અણુ-ધારી શોકછાયા પ્રસરી અને તત્ક્ષણ અદશ્ય થઇ ગઈ. જડવત્ ઊભેલા શામનની આંખમાં તેજ ચમકયું.

ક્ષણભર માયાની આંખોમાં પણ ભયાતુરતા દેખાઈ, પણ બીજી જ ક્ષણે તે દૂર થઇ ગઇ. તે બોલી: "નહિ, નહિ, તેમ નહિ જ થાય. આ જગત્માંની માત્ર એક સિવાયની બીજી કોઇ પણ શક્તિ એવી નથી કે જે મારી ઇચ્છાની વિરુદ્ધ પડે."

આ ગર્વભર્યા શબ્દો તે બોલી રહી અને તેનો પડઘો એ ખૂરજામાં પડ્યો. મને વિચાર થયો કે જે એક શક્તિ માયાથી પણ વધુ શક્તિવાળી છે તેજ માયા ઉપર વેર નહિ કેમ વાળે ? માયા કાંઇ વિધાતા તો નથી ! પરન્તુ એ શબ્દો માયાને સંભળાવવાની મારામાં હિંમત નહોતી. માયા પુનઃ બોલી : " નહિ, નહિ, ભયની રાત્રિ પસાર થઇ ગઇ છે અને વિજયનો સૂર્યોદય થઇ ચૂક્યો છે. " બારીમાંથી માયાએ બહાર આંગળી કરીને કાલુન નગરનું ભયાનક દશ્ય બતાવ્યું. મકાનો આગમાં ભભુકી રહ્યાં હતાં, મરણ પામેલાં સ્ત્રી પુરૂષોની પાછળ જીવંત રહેલાં સ્ત્રી પુરૂષો કકળાણ મચાવી રહ્યાં હતાં, એ ભયંકર કોલાહલ જાણે કે કાળના દૈત્યનો હુંકાર ન હોય તેવો ભાસ થતો હતો. માયા બોલી : " જો, લલિત ! આ માનવ-યજ્ઞના ધુમાડાની વચ્ચે હું તને જગતનો રાજા બનાવું છું. " એમ કહેતી જ તે જરા નીચી નમી. વિજ્જુલરેહાના મુડદાના માથા પાસે તેનો સોનેરી રાજમુકુટ પડ્યો હતો તે તેણે હાથમાં લીધો અને લલિતને માથે ધરતાં તે બોલી: " આ નિર્જીવ વસ્તુવડે હું તને જગતનો રાજા જાહેર કરૂં છું. " પરંતુ તેણે મુકુટને પાછો જરા ઉંચો લીધો અને બોલવા માંડયું ! " આ મુકુટ તારે શિરે સ્થાપતાં હું તને અમર જીંદગીનો આશીર્વાદ આપું છું. આ જગત જીવંત રહે ત્યાંસુધી તું જીવજે અને તેનો તથા મારો સ્વામી થજે. " બીજી વાર મુકુટ નીચો નમ્યો અને લલિતના મસ્તકને અડકયો. માયા બોલી : " આ મુકુટ તારે શિરે ધરીને હું તને જ્ઞાનનો અખૂટ ભંડાર આપું છું એટલે પ્રકૃતિના બધા ગુપ્ત ભેદો તારી સમીપે ખુલ્લા થઇ જશે. જીવન અને મરણનો પણ અંત આવે ત્યાંસુધી તું મારી સાથે વિજયવંત ને વિજયવંત રહીને જ વિચરશે. "

એટલું કહીને માયાએ એ મુકુટને પાછો નીચે ફેંકી દીધો અને તે વિજ્જુલરેહાના મુડદા ઉપર જ પાછો પડયો.

માયાએ પૂછ્યું: "મારા લલિત! મેં તને આપેલી ભેટોથી તું સંતુષ્ટ છે ને?"

લલિતે ઉદાસીનતાપૂર્વક મસ્તક ધુણાવ્યું.

"બોલ, તને બીજું શું શું જોઇએ છે? તને જે જોઇએ તે આપવા હું સોગંદ લઉં છું."

"તું સોગંદ લે છે, પણ તે તું પાળશે ખરી?"

"હા, હું મારા પોતાના સોગંદ લઇને કહું છું કે હું તે જરૂર પાળીશ. તું માંગે અને હું ન આપું તો અત્યારે જેવો વિજ્જુલરેહાનો સર્વનાશ થયો છે તેઓ મારો પણ થાઓ!"

જડવત્ શામતની આંખો પુનઃ ચળકી.

લલિત બોલ્યો: "માયા! તું ન આપી શકે તેવું કશું હું તારી પાસે માંગતો નથી. હું માત્ર તને માંગું છું, અને તે પણ અત્યારે ને આજ ક્ષણે; અમર અગ્નિમાં સ્નાન કરતાં સુધી હું ધીરજ ધરી શકું તેમ નથી."

માયા જાણે કે હતાશ થઈ ગઇ હોય તેમ પાછી હઠી ગઇ.

તે બોલી: "અહા! આખા મહાસાગરને તરીને એક ખાબોચીયામાં ડૂબી જવા જેવી મારી સ્થિતિ થઇ, લલિત! તને મેં આટલું–આટલું આપ્યું, તને ઉંચામાં ઉંચા શિખર પર પહોંચાડવા માટે મેં તારે માટે સીઢીનાં પગથીયાં બાંધ્યાં, છતાં તું એક સ્ત્રીના પ્રેમ જેવી સાધારણ વસ્તુ મારી પાસે માંગીશ તેવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું! લલિત! હું તો માનતી હતી કે તું વધારે સત્તા અને સામર્થ્યની માંગણી કરીશ, અથવા તો મારી પાસે વધારે વિશાળ સામ્રા-

જ માંગીશ. હું એવું સમજતી હતી કે તું મારા ખરા સ્વરૂપને જાણવાની મારી પાસેથી માંગણી કરીશ, અથવાતો મારી અપાર્થિવ શક્તિઓનો ભેદ જાણવાને ઉત્સુક બનીશ. હું એવું ધારી રહી હતી કે આ અમૂલ્ય ક્ષણે તું દરેક વસ્તુના સત્ય સ્વરૂપને જોવા-જાણવાની અપૂર્વ શક્તિ મારી પાસે માંગીશ. પરન્તુ તું તો અત્યારે એવું માંગી રહ્યો છે કે જે વસ્તુ મોટા રાજમહેલોમાં કે નાના ઝુંપડામાં મનુષ્યો માંગી રહ્યાં છે-ઇચ્છી રહ્યાં છે! એક સ્રીનો પ્રેમ માત્ર! લલિત! તું આવી ક્ષુદ્ર વસ્તુ મારી પાસે માંગીશ એવું હું સ્વપ્નમાં પણ માનતી નહોતી."

લલિત બોલ્યો: "ઓ માયા! તારા સૂર્ય-ચંદ્ર અને તારા મને જોઇતા નથી, તારૂં જગતનું સામ્રાજ્ય મને પસંદ નથી, તારી ભેદી શક્તિઓ મને મળે એવી મારી ઇચ્છા નથી. જે વસ્તુઓની મને ઇચ્છા ન હોય, તે વસ્તુઓથી હું સંતુષ્ટ બની બેસું, તેથી તો કદાચ તું મારે માટે વધારે હલકો અભિપ્રાય બાંધત. મેં જો તને કહ્યું હોત કે તું મારી સ્રી નહિ પણ મને દોરનારી દેવી થા, તું સમુદ્રને શોષી લે અને તેને તળીએ હું ચાલી શકું તેવો રસ્તો બતાવ, આકાશમાં તારાઓ કેવી રીતે ઉગે છે અને આથમે છે તે મને તું ત્યાં જઇને બતાવી આપ, જન્મ-મરણનાં કારણો મને નજરે દેખાડ, આખી દુનિયાનાં મનુષ્યોને મારી તલ્વારવડે કાપી નાંખવા માટે લાવી દે અને આખી દુનિયાનું સોનું મારા ભંડારમાં ભરી દે; અથવા તો મેં તારી પાસે માંગણી કરી હોત કે પ્રકૃતિની તાંડવલીલા જેવી રીતે તેં નીપજાવી તેવી રીતે નીપજાવતાં તું મને પણ શીખવ અને મરજી મુજબ હું પ્રકૃતિને નચાવી શકું તેવી કળા મને સમજાવ અને એ રીતે આ મૃત્યુલોક પર તું મને તારા જેવો અર્ધદેવ બનાવી મૂક;

તો તું કદાચ તેમ કરત: પરન્તુ હું કાંઇ દેવ નથી. માયા ! હું તો મનુષ્ય પ્રાણી છું અને મનુષ્ય પ્રાણી તરીકે જે સ્ત્રીને હું અંતરથી ચાહું છું તેને જ માંગું છું ! હવે તું તારી દૈવી શક્તિઓનાં ચીંથરાંને ઉતારી નાંખ: એ ચીંથરાંને લીધેજ હું તારાથી દૂર ને દૂર રહ્યો છું. માત્ર એકજ રાત્રિને માટે તું દિવ્ય શક્તિઓની મહત્ત્વાકાંક્ષાઓ છોડી દે કે જે મહત્ત્વાકાંક્ષાઓ તારા આત્માને ભરખી રહી છે; તું તારી દૈવી મહત્તાને થોડી વાર ભૂલી જા અને મૃત્યુલોકની સાચી સ્ત્રી તથા મારી પત્ની બન !"

માયાએ કશો જવાબ આપ્યો નહિ. તે માત્ર લલિતની સામે ટગર ટગર જોઇ રહી. તેનો લાંબો કેશપાશ વાયુલહરિની સાથે રમત કરી રહ્યો હતો.

"માયા ! શું તું ના કહે છે ? તેં જે સોગંદ લીધા છે તે પૂરા કરવાની શું તું ના કહે છે ?" લલિત વધારે ગુસ્સાથી બોલ્યો: "સાંભળી લે, માયા ! મારે તારી એમાંની એક પણ ભેટ જોઇતી નથી. મારે આખી દુનિયાનું સામ્રાજ્ય જોઇતું નથી. હું મનુષ્યોને મારવા ઇચ્છતો નથી પરન્તુ તેમનું કલ્યાણ થએલું જોવા ઇચ્છું છું. હું તારી સાથે કામરૂ દેશમાં આવવાનો નથી અને ત્યાંના અમર અગ્નિમાં મારે સ્નાન કરવું નથી. હું તો અહીં તને છોડીને ચાલ્યો જઇશ અને પર્વતોને પાર કરીને મારે દેશ જઇશ અને પાર નહિ કરી શકું તો પર્વતોના બરફમાં દટાઇ મરીશ. તારામાં ગમે તેટલું સામર્થ્ય હોય, પરન્તુ તું મને રોકી શકવાની નથી, કારણકે તને હવે મારી જરૂર નથી. તારી દિવ્યતાનો અને તારા મધુરા શબ્દોનો રોજનો સહવાસ મને એટલો બધો કંટાળાભર્યો લાગે છે કે હવે હું તે વેઠી શકતો નથી. તું તો વાયદા ઉપર વાયદા જ કર્યે જાય છે અને તારા

મોહમાં મને જકડી રાખે છે: મારે હવે એ કશું જોઇતું નથી. હવે કાંતો તું તારા સોગંદ પાળ, અથવાતો મને મારે રસ્તે જવા દે."

છતાં માયા ચૂપ રહી. તેનું મસ્તક નીચું નમ્યું અને તેની છાતી જોરથી ધબકવા લાગી. લલિત જરા આગળ વધ્યો અને તેણે માયાને પોતાના બાહુપાશમાં ઘેરીને ચુંબન લીધું, પરન્તુ માયા કોણ જાણે કેવીએ રીતે તેના બાહુપાશમાંથી છૂટી ગઈ.

માયા બોલી: "હું એક વાર ચેતવણી આપી ચૂકી છું કે કદાચ મારામાં માનુષીય વિકારનો અગ્નિ જાગશે, લલિત ! હું તને કહું છું કે એ અગ્નિ મારા હૃદયમાં જાગૃત થવાની તૈયારીમાં છે અને તેમાંથી કદાચ ભડકો સળગી ઉઠશે—"

લલિત હસતો હસતો બોલ્યો: "તોએ શી ફીકર છે ? આપણે તેથી થોડીવાર સુખી બનીશું."

"પણ લલિત ! તે તું કેટલી વાર સમજે છે ?"

"કેટલી વાર ? માયા ! જીંદગી સુધી, એકાદ વર્ષ સુધી, એકાદ માસ સુધી કે માત્ર એક ક્ષણ જેટલી વાર સુધી : મને તેની કશી ચિંતા નથી--દરકાર નથી. તું મારી થા, એટલું જ બસ."

"એમ ? ત્યારે તું એ જોખમ વહોરવા તૈયાર છે ? હું તને કશું વચન આપતી નથી કે તેથી આમ થશે કે તેમ થશે. કદાચ તું મરણ પણ પામે !"

"મરણ થાય તોપણ શું ? તેથી શું આપણે છૂટા પડીશું ?"

"ના, ના, લલિત ! એમ તો નથી બનવાનું. આપણે છૂટાં પડવાનાં નથી, તેની તો મને ખાત્રી છે. પણ પછી બીજી જીંદગીઓ આપણને ભોગવવી પડશે, ભાગ્યરેખાને અધીન :રહીને સંકટો વેઠવાં પડશે અને આપણું અંતિમ એકીકરણ વિલંબમાં પડશે."

"એ જોખમ ઉપાડવા હું તૈયાર છું, માયા! એક વાઘ કે સિંહને મારવા માટે પણ જે જીંદગીનું જોખમ ખેડવા હું તત્પર હોઉં છું તે જીન્દગી શું તારા ઓઠનું અમૃત પીવા માટે જતી હોય તો તેથી શું થઇ ગયું? તે કાંઇ એ અમૃતનું બહુ આકરૂં મૂલ્ય નથી. બસ કર, હવે માયા! તું તારા સોગંદ પાળ, એટલી જ મારી યાચના છે."

આ વખતે માયામાં અજબ ફેરફાર થયો. તે દૈવી મટીને માનવ બની. તેની ધડકતી છાતીમાં, તેની ચમકતી આંખોમાં, તેના ગુલાબી ગાલમાં, તેના ફરકતા ઓઠમાં અને તેના અધીરા બાહુમાં માનુષીય પ્રેમનો આવીર્ભાવ ઉછળી આવ્યો. માયાને તેના દૈવી સ્વરૂપમાં એ સારી પેઠે જોઇ હતી, પરન્તુ અત્યારનું તેનું માનવી સ્વરૂપ મને અજબ સુંદર લાગ્યું. લગ્ન પછીની પહેલી જ રાત્રે પત્ની જેવા ઉમળકાભર્યા પ્રેમથી પતિને ભેટવાને થનથનાટ કરી રહે, તેવો ઉમળકાભર્યો પ્રેમ માયાના અંગેઅંગમાં તરવરતો લાગ્યો. લલિતને અત્યારે માયાને જોવાથી જે આનંદ ઉદ્દભવ્યો હતો તે આનંદ તેણે કોઈવાર અનુભવ્યો હશે કે કેમ તે માટે મને શંકા રહેતી હતી. માયા બોલી, પણ તે એક નવોઢાને છાજે તેવું થોડું અને મંદ જ બોલી: "સ્વામીનાથ! આવાં ગંદાં મારાં :લગ્નસમયનાં ચીર—પાનેતર!"

"કાંઇ ફીકર નહિ, માયા! હું તને ચાહું છું, તારાં વસ્ત્રોને નહિ." લલિત તેના વદનસૌન્દર્ય અધીરી આંખોથી જોઇ રહેતો બોલ્યો.

"હાં, તને સ્ત્રી જ જોઇએ છે-દેવી નહિ. વારૂ, લલિત! હવે હું સ્ત્રી છું કે દેવી છું?"

"તું સ્ત્રી જ હોવી જોઇએ. તેં મને આટલો બધો વખત તલસાવ્યો તે તારા સ્ત્રીપણાનો જ ગુણ હોવો જોઇએ."

વિજળુલરેહા એક વાર બોલી હતી કે મનુષ્ય અને પ્રેતાત્માનો સંબંધ કદાપિ થાય જ નહિ; અત્યારે તું મને સ્ત્રી રૂપે માને છે તેથી મને આનંદ થયો છે, લલિત! છતાં લલિત! આ બધો કેર વર્તાવનાર પણ એક સ્ત્રીજ હતી તે તું ભૂલીશ નહિ. પ્રકૃતિને નચાવનાર અને વરસાદ, વીજળી તથા વાયુને છોડી મૂકનાર પણ આ સ્ત્રીજ હતી. આ ઓરડાનું દ્વાર ઉઘડી ગયું અને આ જાદૂગર જડ બનીને ઊભો છે તે શું એક સ્ત્રીથી બની શકે? લલિત! વધુ નહિ તો એક જ વર્ષ સુધી હું તારી આજ્ઞાંકિત પત્ની બનીને રહું—સ્ત્રીજ બનીને રહું એવી મને પ્રબળ ઉત્કંઠા છે અને તે માટે હું મારી બધી દૈવી શક્તિઓને તારે પગે સમર્પણ કરી દેવા તૈયાર છું. તું કહે છે કે મેં તને ખૂબ તલસાવ્યો છે; પણ હું શું થોડી તલસી છું? હું તને આત્મસમર્પણ કરવા આતુર—આતુર થઇ રહી હતી, છતાં તેમ કરવા હિંમત ધરી શકતી નહિ! અત્યારે હું તે હિંમત કરૂં છું તેનું કારણ તું જાણે છે? સાંભળ! આપણે કામરૂ દેશમાં પાછા જઇ પહોંચીએ અને તું અમર અગ્નિમાં સ્નાન કરે, તે પહેલાં તારૂં મરણ થવાનું છે અને હું વિધવા થવાની છું એવો મને ભયંકર ભાસ થાય છે. હું તને આત્મસમર્પણ ન કરૂં, છતાં તારૂં મરણ થવાનું હોય તો હું આત્મસમર્પણ કરૂં અને પછી તારૂં મરણ થાય તે શું વધારે સારૂં નથી? કોઇ પણ રીતે તારૂં મૃત્યુજ થવાનું છે એમ માનીને હું તને આત્મસમર્પણ કરીને તારો અને મારો બેઉનો તલસાટ શાન્ત કરવા ઇચ્છું છું. તારે પત્નીપદે વિરાજ્યા વિના હું વિધવા થઉં તે કરતાં તારી પત્ની બનીને પછી વિધવા થઉં તે વધારે સારું છે એમ હું

માનું છું. તેટલા માટે વિજ્જુલરેહાની પેઠે હું પણ હાથમાં પાસા લઈને દાવ નાંખું છું અને પાસા સવળા પડે છે કે અવળા તે જોવા ઈચ્છું છું. હું હજી ચોકકસ જાણુતી નથી કે પાસા સવળાજ પડવાના છે કે અવળા જ પડવાના છે, કારણકે હું તને કહી ચૂકી છું કે હું ભૂત અને વર્તમાન જાણી શકું છું પણ ભવિષ્ય જાણી શકતી નથી. ભવિષ્યમાં ગમે તેમ થાય, હું જીવું કે મરૂં, તું પણ જીવે કે મરે, તેની કશી પરવા નહિ રાખતાં હું મારી ભાગ્યરેખાને બહાદૂરીથી તાબે થવા હવે તત્પર થઇ ચૂકી છું. બોલ, આપણે કેવી રીતે પરણીશું? હું તો એમ કહું છું કે હરપાળ આપણો હસ્તમેળાપ કરાવી દે. હરપાળ મારો અને તારો માર્ગદર્શક છે, તો તે મને સમર્પણ કરે, એ જ વધારે વાજબી છે. બળતું નગર આપણી યજ્ઞવેદી છે, અને તેમાં નાચતો અગ્નિદેવ આપણા લગ્નનો સાક્ષી છે, અને લગ્નનો વિધિ તો બીજો શો કરવો? અહીં ચોરી બાંધીને ફેરા ફરવાનો અવકાશ પણ નથી, એટલી ધીરજ પણ નથી, એટલેજ હું તારા ઓષ્ઠ ઉપર ચુંબન લઇશ અને તે ચુંબનવિધિ જ આપણો લગ્નવિધિ થશે. આવ, હરપાળ! તું હવે આ કુમારિકાના હસ્તનું દાન આ લલિતના હસ્તમાં કર અને ગોરનો ભાગ ભજવ."

જાણે કે હું આ બધું સ્વપ્ન જોઇ અને અનુભવી રહ્યો હોઉં, તેવી રીતે માયાએ જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે મેં કરવા માંડ્યું. મેં માયાનો જમણો હાથ લઇ, લલિતના જમણા હાથમાં સ્થાપ્યો. સાચું કહું? જ્યારે મેં એ હસ્તમેળાપ કરાવ્યો ત્યારે મારા હાથની માંસપેશીઓ દ્વારા થઇને માયાના હાથમાંની કોઇ અદ્ભુત શક્તિ લલિતના હાથમાં દાખલ થઇ ન હોય એવો મને ભાસ થયો. તે ક્ષણે મને જે આનંદનો આવીર્ભાવ થયો તે અવર્ણનીય હતો. મેં તેમનો

હસ્તમેળાપ કરાવ્યો પણ તે કેવી રીતે કરાવ્યો તેની અત્યારે મને સ્મૃતિ નથી. મેં તેમને આશીર્વાદ આપ્યો પણ તે વખતે હું કેવા શબ્દો બોલ્યો તે મને સાંભરતું નથી. પછી હું પાછો હટી ગયો અને દિવાલને અઢેલીને ઊભો. પછી મેં શું જોયું?

પ્રેમના અપૂર્વ આવીર્ભાવથી દીપ્તિમાન વદનવાળી માયા "ઓ મારા સ્વામી !" એટલા શબ્દો બોલતાં જ લલિતને બાથ ભરતી વળગી પડી ! લલિતના મસ્તકને પોતાના હાથથી નીચું નમાવતી માયા પોતાના ઓઠને તેના ઓઠની નજીક લઈ ગઇ અને તેણે એક મધુરૂં ગાઢ ચુંબન લીધું.

ક્ષણભર એ ચુંબનક્રિયામાં તેઓ પરસ્પર સંલગ્ન રહ્યાં. માયાના મસ્તક ઉપર બળી રહેલી દીવ્ય જ્યોતનો પ્રકાશ લલિતના કપાળને દીપ્તિમાન બનાવી રહ્યો. મંદ સ્મિત સાથે માયા લલિતથી છૂટી પડી અને બોલી: "મારા લલિત ! એક વાર કામરૂ દેશમાં અમર અગ્નિવાળી ગુફામાં મેં તારા ઓઠનું ચુંબન લઇને આત્મસમર્પણ કર્યું હતું અને આજે બીજી વાર કાલુનના રાજમહેલમાં હું આત્મસમર્પણ કરૂં છું આપણે બે મટીને હવે એક થયાં છીએ. તેનું બીજું ગમે તે પરિણામ આવે, પરંતુ આપણે એકજ રહેવાને સરજાયાં છીએ અને કદાપિ છૂટાં પડવાનાં નથી. જ્યાં સુધી તું જીવે છે, ત્યાં સુધી હું તારી પાસેને પાસે રહીશ અને જ્યારે તું મરણ પામીશ ત્યારે પણ હું તારી સાથે જ આવીશ સ્વર્ગનાં કે નરકનાં દ્વાર આપણી સામે કદાપિ બંધ થશે નહિ અર્થાત્ સ્વર્ગમાં અને નરકમાં પણ આપણે સાથે જઇ વસીશું. જ્યારે તું ઉંઘીશ ત્યારે હું તારી સાથે જ ઉંઘીશ, જાગીશ ત્યારે તારી સાથે જાગીશ અને જ્યાં જ્યાં તું જઇશ ત્યાં ત્યાં સાથે આવીને તારા સુખ-દુઃખની ભાગીદારણ બનીશ."

આમ બોલીને બે હાથ જોડી માયાએ આકાશભણી ઉંચી દૃષ્ટિ કરી, જાણે કે તે કોઇ અદ્દભુત પ્રેરણાની આશા રાખી રહી ન હોય! મારી દૃષ્ટિ તેની તરફથી વળીને લલિત તરફ ગઇ. લલિત તદ્દન ફીક્કો બની ગએલો અને જડ જેવો મૌન ઊભો હતો. જેવો જડવત્ શામન ઊભો હતો અને જેવી જડવત્ વિજ્જુલરેહા ભોંયે પડી હતી, તેવોજ તે મને અચેતન તથા જડ સરખો દેખાયો. તેના મગજમાં શું ચાલી રહ્યું હશે, તેની કલ્પના હું કરી શકયો નહિ. તે આમ અચેતન અને વિકારરહિત કેમ ઊભો રહ્યો હશે માયાના શબ્દોના જવાબમાં તેણે કેમ કશો ઉદ્દગાર નહિ કાઢયો હોય તે કશું હું સમજી શકયો નહિ.

એકાએક માયાએ પોતાની દૃષ્ટિ લલિત તરફ ફેરવી. મેં માયાના વદન ઉપર અસાધારણ ભયભીતતા છવાઇ ગએલી જોઇ.

એટલામાં તો લલિતે આમ–તેમ લથડીયાં ખાવા માંડયાં, જાણે કે તેના પગ નીચેની ભૂમિના પત્થર ધરતીકંપના આંચકાથી આમ તેમ ઉંચા નીચા થઇ રહ્યા હોય અને તેથી તેને લથડીયાં આવતાં હોય. તેણે માયાને બાથમાં લેવાને લથડતે શરીરે પોતાના બાહુ પહોળા કર્યા પણ એકાએક તે પાછો પડયો તથા પછડાયો.

આહ! માયાના વદનમાંથી કારમી ચીસ નિકળી ગઇ. તે ચીસ! જરૂર તે ચીસ આકાશ અને પાતાળ સુધી સંભળાઇ હશે! તુરતજ શ્મશાનવત્ શાન્તિ પ્રસરી રહી.

હું છલંગ મારીને લલિત પાસે પહોંચ્યો, પણ લલિત–માયાના ચુંબનથી ચીમળાઇ ગએલો–તેના પ્રેમની જ્વાળાથી દગ્ધ થઇ ગએલો લલિત–મરણ પામ્યો હતો અને વિજ્જુલરેહાના મુડદા ઉપર તેનું મુડદું પડયું હતું!

---

# પ્રકરણ ૮ મું.

## માયા અંતર્ધાન થાય છે.

તુરજ જ મેં માયાને બોલતાં સાંભળી. તેના સ્વરમાં પ્રકટ નિરાશા હતી, લાચારી હતી. જે દશા આવી પડી હતી તેમાંથી મુક્ત થવાને પોતે શક્તિમાન નહોતી એવી સમજપૂર્વકની તેની એ નિરાશા હતી. તે બોલી: "મારો સ્વામી થોડા સમયને માટે મને છોડીને ચાલ્યો ગયો છે. મારે તેની પાસે ઝટપટ જઈ પહોંચવું જોઇએ."

ત્યારપછી શું બન્યું તે મને બરાબર સાંભરતું નથી. જેનામાં મારૂં સર્વસ્વ સમાઈ રહેલું હતું, જે મારો મિત્ર હતો, સાથી હતો અને પુત્ર પણ હતો તેને હું ખોઇ બેઠો હતો. તેના મૃત્યુથી હું કેવળ છુંદાઇ–કચડાઇ ગયો હતો. મારો પુત્ર જુવાન વયમાં ચાલ્યો જાય, સુખ અને મહત્તાની વચ્ચેથી તેને મારી પાસેથી ઝુંટવી લેવામાં આવે અને મારે વૃદ્ધાવસ્થામાં જીવવું પડે એ મને અત્યંત દુઃખ-દાયક લાગ્યું. માયા અને ઓજસે તેને પાછો જીવતો કરવા કેટલોક યત્ન કર્યો, પરંતુ તે યત્ન નિષ્ફળ નીવડયો કારણકે તેમ કરવાને માયા શક્તિમાન નહોતી. હું તો ધારૂં છું કે જે ક્ષણે માયાએ લલિતના ઓઠ ઉપર ચુંબન લીધું તે ક્ષણે જ તેનો આત્મા ઉડી ગયો હોવો જોઇએ, જોકે તેનામાં રહેલું સ્વલ્પ જીવન તેને થોડી ક્ષણો ઊભું રાખી શકયું હતું. તે નીચે પડયો તે પહેલાં જ તેના મ્હોં ઉપર મેં પ્રેતકળા પ્રસરેલી જોઇ હતી.

જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે મેં જોયું કે માયાએ પાછો બુરખો ઓઢી લીધો હતો અને તેણે કેટલાક સાધુઓને પોતાની પાસે બોલાવ્યા હતા. અત્યંત શિથિલ સ્વરે તે તે સાધુઓને ફર-

માવતી હતીઃ "આ દુર્ભાગી સ્ત્રીના મુડદાને અહીંથી ઉપાડી જાઓ અને તેને ઘટે તેવી રીતે અગ્નિદાહ દો."

સાધુઓ વિજ્જુલરેહાના મુડદાને ઉપાડી ગયા. લલિતના મુડદાને એક આસન ઉપર સુવાડવામાં આવ્યું. તેના વદન ઉપર શાન્તિ અને સુખની છાપ છપાયલી હતી. માયા હવે બોલીઃ "મને એક કાસદની જરૂર છે; પરન્તુ તેણે કરવાની મુસાફરી કાંઇ સાધારણ પ્રકારની નથી. તેણે પ્રેતાત્માઓના છાયાદેહનાં નિવાસસ્થાનોમાં શોધ ચલાવવાની છે." એમ કહીને તેણે ઓાજસ તરફ જોયું.

ઓાજસ કે જેના મુખપર હમેશાં સ્મિત અને શાંતિ જ ફરકી રહેલાં હું જોતો, તેના વદનમાં એ વખતે મને કાંઇક ફેરફાર થએલો દેખાયો. તે બીક્યો અને ધ્રૂજતો જણાયો. માયા તુચ્છકારદર્શક સ્વરે બોલીઃ "તું બીહે છે, ઓાજસ! ઠીક, તારૂં કશું કામ નથી. બ્હીકણને હું મોકલવા ઇચ્છતી નથી. હરપાળ! તું જઇશ? મારે ખાતર અને મારા સ્વામીની ખાતર—"

"હા," મેં જવાબ આપ્યોઃ "હું જીવનથી કંટાળ્યો છું અને મૃત્યુ સિવાય બીજું કશું ઇચ્છતો નથી. ભલે મારો અંત આવે, પરન્તુ તે અંત ઉતાવળો અને પીડારહિત હોય તો ઠીક."

માયા જરા ગણગણી અને બોલીઃ "ના, તારો સમય પણ હજી આવી પહોંચ્યો નથી. તારે હજી કેટલુંક કામ કરવાનું છે. હજી થોડો વખત તું જીવી લે; બહુ લાંબો વખત તારે કાઢવો નહિ પડે."

પછી તેણે શામન તરફ જોયું. તે પૂર્વવત્ જડ પૂતળાની જેમ જ ઊભો હતો. માયા બોલીઃ "જાગૃત થા."

તત્ક્ષણ તેનામાં ચૈતન્ય દેખાયું. તેની બેહોશી ઉડી ગઇ. તે હાથ જોડીને બોલ્યોઃ "શી આજ્ઞા છે માતા?"

"તું જુએ છે શામન ?" માયાએ લલિતના મૃતદેહ તરફ આંગળી કરી.

"હા જોઉં છું. વિજ્જુલરેહાએ અને મેં જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે જ થયું છે. મેં કહ્યું હતું કે થોડા વખતમાં કાલુનના એક બીજા રાજાનું મુડદું અગ્નિસરોવરને કાંઠે આવીને પડશે, અને તે પ્રમાણે જ થયું છે. પેલો સોનેરી મુકુટ તેં લલિતને પહેરાવ્યો હતો ત્યારથી તે કાલુનનો રાજા જ થયો હતો અને તેનું મૃત્યુ થએલું હું જોઉં છું." એટલું બોલતાં તેના મુખપર અને આંખોમાં સ્મિત ફરકતું દેખાયું. તે આગળ બોલ્યો: "જો તેં મને મૂંગો ન કરી મૂકયો હોત તો હું તને ચેતવણી આપત કે એ મુકુટ તું લલિતને માથે મૂકીશ મા અને તેને કાલુનનો મહારાજા બનાવવાનો વિધિ કરીશ મા. પરન્તુ મને મૂંગો બનાવી દેવાનું તને વાજબી લાગ્યું. એટલે હે આશા! જે સીઢી તું બે હજાર વર્ષ સુધી પગથીયે પગથીયે ચઢી હતી અને ઠેઠ ટોચે પહોંચવાની તૈયારી હતી, તે સીઢીપરથી તું છેક ભોંયતળીયે ગબડી પડી છે. અસંખ્ય મનુષ્યોના જીવ લઇને તેં શું ફળ કાઢયું છે તે હવે જોઇ લે! આ બધા જીવો હવે તારી સામે ન્યાયની અદાલતમાં આરોપો મૂકશે કારણકે તેં તારી શક્તિઓનો દુરૂપયોગ કર્યો છે."

માયાએ જવાબ આપ્યો: "હું તે માટે દિલગીર છું, શામન! પરન્તુ તેઓની જીંદગી ખરાબ કામમાં ગુમાવાઇ નથી. જે તેઓને માટે નિર્માણ થયું હતું તે પ્રમાણે જ બધું બન્યું છે. તેઓ દ્વારા મેં મારા સ્વામીને પ્રાપ્ત કર્યો. હા, હું સુખી છું; આ બધાં આંધળાં ક્ષુવડો કરતાં હું વધારે સુખી છું. મારો ભટકી રહેલો આત્મા આજે તેને પુનઃ પરણ્યો છે કે જે આત્મા પાપને કારણે તેનાથી છૂટો જ

ભટકી રહ્યો હતો. જે લગ્નચુંબનથી તેનો આત્મા ચાલ્યો ગયો છે તે જ લગ્નચુંબન અમને અપૂર્વ સુખ આપનારૂં થશે, શામન! હવે સાંભળી લે. હું તને મોટું માન આપું છું. તારે મારા કાસદ થવાનું છે, અને ધ્યાન રાખ! તારે મારૂં કામ કેવી રીતે કરવાનું છે તે બરાબર સમજી લે. તારે તેનો અક્ષરશઃ અમલ કરવો પડશે અને મને પાછો તેનો હિસાબ આપવો પડશે. તું મૃત્યુને દ્વારે થઇને જા અને મારો સ્વામી જ્યાં હોય ત્યાં તેને ખબર આપ કે તારી પ્રિય પત્ની વધારે વાર કર્યા વિના તારી પાછળ પાછળ આવે છે. તેને કહેજે કે મારે માટે તે કશો ભય ન રાખે કે ચિન્તા ન કરે. તેને કહેજે કે આ પ્રમાણે બનવાનું જ હતું અને બન્યું છે અને તે સારૂં જ બન્યું છે, કારણકે તેણે હવે જીવનના અમર અગ્નિમાં ડુબકી મારી છે. હવે રાત્રિનો અંધકાર કાયમને માટે ગયો છે અને દિવસનો પ્રકાશ આવી ચૂકયો છે. તેને સૂચના કરજે કે મૃત્યુને દરવાજે જ તે મારી રાહ જૂએ. આ બધું તું સમજ્યો શામન?"

"હા, દેવી! હું તે સમજયો." શામને જવાબ આપ્યો.

"હવે એક વધુ સંદેશો. વિજ્જુલરેહાને કહેજે કે હું તને ક્ષમા કરૂં છું. તેનું અંતઃકરણ ઉચ્ચ શ્રેણીનું હતું અને તેણે પોતાનો ભાગ મહત્તાપૂર્વક ભજવ્યો છે. ત્યાં અમે અમારો લેતી–દેતીનો હિસાબ સમજી લઇશું. આ પણ તેં સાંભળ્યું?"

"જી, હા, સાંભળ્યું."

"બસ, હવે તું તારે માર્ગે જા."

માયાના મુખમાંથી એ શબ્દો નીકળ્યા, તેજ ક્ષણે શામન ભોંયે ફસડાઇ પડયો અને એકાદ–બે ડચકાં ખાતો મૃત્યુને ભેટયો.

માયાએ તેની તરફ જોયું અને પછી મને કહ્યું: " સાંભળ હરપાળ ! આ શામન મને હમેશાં ધિક્કારતો હતો પરન્તુ છેવટે તો તેને મને માન આપ્યા વિના અને મારી આજ્ઞા ઉઠાવ્યા વિના ચાલ્યું નહિ. આ વખતે તેનાં જૂઠાણાં કે વેરઝેર ચાલી શકે તેમ નહોતું. વારૂ, તે તો હવે ગયો અને જે મારા તાબેદાર પ્રેતાત્માઓ પરલોકમાં રહેલાં છે તેઓની સાથે તે મળી ગયો છે. તેઓ બધા માયાને માટે તેના સ્વામીની પાસે જ જગ્યા કરી રાખશે. પણ મારી મૂર્ખાઇ થઇ છે તેની તને ખબર છે? મારા કોપથી હું મારી આટલી શક્તિ બતાવી શકું છું, એટલે હું ખ્યાલ રાખી શકી નહિ કે મારા પ્રેમના અગ્નિ સમક્ષ મારા સ્વામીનું ચૈતન્ય ટકી રહી શકશે નહિ. પણ ખરાબ થયું તે સારાને માટે જ સમજવું. તેણે દુનિયાઈ શક્તિ કે સ્થૂળ જરજવાહીર માંગ્યાં નહિ અને માત્ર મને પોતાને માંગી. એ માંગણીની ઇચ્છા સાથે તે ગયો એટલે અમારૂં ભવિષ્યનું જોડાણ વધારે મજબૂત બન્યું છે. પણ હરપાળ, તું ખૂબ થાકી ગયો લાગે છે એટલે જા, આરામ લે. આવતી કાલે આપણે પર્વતની મુસાફરી કરીશું અને તેની ઉપર લલિતના શબને અગ્નિદાહ દેવાની ક્રિયા કરીશું."

હું પાસેના ઓરડામાં ગયો. તે ઓરડો શામનનો હતો. તેમાં શામનની પથારી પાથરેલી તૈયાર પડી હતી તે ઉપર હું સૂતો પણ હું પળવાર પણ ઉંઘી શક્યો નહિ. બળતા નગરના ભડકાનો પ્રકાશ બારીઓમાં થઇને આવતો હતો અને તે પ્રકાશમાં મેં જોયું કે માયા લલિતના મુડદાને જાળવી રાખવા માટે જાગતી બેસી રહી હતી. પોતાનું ઉંઘતું બાળક પ્રભાત થતાં પુનઃ જાગશે એવી આશાવંત માતાની પેઠે તે લલિતના શબને અત્યંત સુકોમળતાથી અને કાળજીથી જાળવતી હતી.

તેનો ચહેરો ખુલ્લો હતો. મેં જોયું કે તે ચહેરામાં થોડા વખતની અંદર પુષ્કળ ફેરફાર થઈ ગયો હતો. ગર્વ અને ક્રોધ તેનામાંથી અદ્રશ્ય થઈ ગયો હતો. તે ચહેરો અત્યંત મૃદુ, નમ્ર અને શાન્ત બની ગયો હતો. મને સાંભર્યું કે એ મૃદુતા અને શાંતિ પેલી માતાની રૂપાની મૂર્તિના વદનની રેખાઓનું જ ભાન કરાવતી હતી. એ મૂર્તિ પોતાના હાથમાંના બાળક તરફ જેવો આશાનો સંદેશો ઉચ્ચારતી હોય તેમ ઊભી હતી; તેવી જ રીતે માયા પોતાના સ્વાતી તરફ આશાસૂચક નમ્ર દ્દષ્ટિથી જોઈ રહી હતી.

કેટલીક વારે તે ઉઠીને મારા ઓરડામાં આવી અને ધીરે સ્વરે બોલીઃ " હરપાળ, તું એમ વિચારે છે કે હું પતિત થઇ ચૂકી છું અને તેથી તું મારે માટે દુઃખી થાય છે, તેમ જ તને ભય રહે છે કે મારા સ્વામીની પણ એવી જ બૂરી દશા થશે. "

" માયા ! હું તારે માટે તેમજ મારે માટે પણ અફસોસ કરી રહેલો છું. "

" એવો અફસોસ કરવાની કશી જરૂર નથી, હરપાળ ! મારો આત્મા આનંદ પામે છે કે મારા સ્વામીનો મૃત્યુલોકનો સંબંધ છૂટી ગયો છે. તેના અને મારા સાચા કલ્યાણની સામે મેં અનેક જમાનાઓ સુધી કાયદાની સામે લડત ચલાવી છે, તે મારૂં અજ્ઞાન હતું એમ હવે હું સમજું છું. ત્રણ વાર હું અને દૈવી નિર્માણશક્તિ બાથંબાથા લડયાં છીએ અને ત્રણે વાર તે જીતી છે તથા હું હારી છું. પણ આજે રાત્રે મને હરાવીને તે પોતાની જીતનું ફળ ઉપાડી ગઇ છે, અને તે સાથે જ મારા કાનમાં ડહાપણનો શબ્દ ઉચ્ચારતી ગઇ છે. એ ડહાપણનો શબ્દ એવો છે કે ' મૃત્યુમાં જ પ્રેમનું નિવાસસ્થાન છે. મૃત્યુમાં જ પ્રેમનું બળ રહેલું છે; જીવનમાંથી પ્રેમનો

જે પવિત્ર અને તેજસ્વી ઝરો પુનઃ સ્ફુરે છે તે હમેશાં વિજયી નીવડીને રાજ્ય કરે છે.' આ ડહાપણ શીખવાથી હું મારાં આંસુ લુછી નાંખું છું અને એક વાર ફરીથી શાન્તિની સમ્રાજ્ઞીનો મુકુટ પહેરીને મારા સ્વામીને મળવા જાઉં છું. બસ, હુરપાળ ! હવે તું આરામ લે."

હું ઉંઘી ગયો, પરન્તુ ઉંઘતાં પહેલાં મને આયાના વદન ઉપરની અપૂર્વ શાંતિ અને સુખ જોઈને આશ્ચર્ય થયા વિના રહ્યું નહિ. તે શાંતિ ઉપલક નહોતી પણ અંતરની હતી. તેને કાંઈ વિશિષ્ટ જ્ઞાન મળ્યું હોવું જોઈએ એવી પ્રતીતિ થતી હતી. જે જે બનાવો બની ગયા હતા તે બધા બનાવો પોતાની ભાગ્યરેખા મુજબ જ બનેલા હતા, એવી દૃઢ માન્યતાથી ઉત્પન્ન થએલા સંતોષ અને નિર્વિકારની છાપ તેના વદન ઉપર પડેલી હતી.

જ્યારે હું જાગ્યો ત્યારે દિવસ હતો અને મેં બારીમાંથી જોયું કે વરસાદ શાન્તિથી વરસી રહ્યો હતો. આયા લલિતના મુડદા પાસે બેઠી હતી અને સાધુઓ, સરદારો તથા કાલુનમાંના જે લોકો બચી ગયા હતા તેમને કાંઈ આજ્ઞાઓ કરી રહી હતી. કાલુનના નવા રાજ્યતંત્રને સુવ્યવસ્થિત રીતે કેમ ચલાવવું તેને લગતી તેની સૂચનાઓ તથા આજ્ઞાઓ હતી. પછી પાછો હું ઉંઘી ગયો.

જ્યારે હું ફરીથી જાગ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. આયા મારા બિછાના પાસે ઊભી હતી. તે બોલી : "બધી તૈયારી થઈ ચૂકી છે, માટે હવે ઉઠ અને મારી સાથે ચાલ."

એક હજાર ઘોડેસવારોને સાથે લઈને અમે નીકળ્યાં. બાકીના ઘોડે સવારોને કાલુનની સુવ્યવસ્થા માટે પાછળ રાખવામાં આવ્યા. સવારીને મોખરે લલિતના મૃતદેહને શબવાહિનીમાં ઉંચકીને સાધુઓ ચાલતા હતા. તેની પાછળ બુરખો ઓઢેલી આયા અને તેની બાજુમાં

હું ચાલી રહ્યાં હતાં. કાલુનમાં પ્રવેશ કરતી વખતનો અમારો દેખાવ કેવો હતો અને આ દેખાવ કેવો! ગઈ કાલે માયા વાયુ, મેઘ અને અગ્નિની સેના સાથે આ પ્રદેશને ઉજ્જડ કરતી ધસી રહી હતી, આજે તે જ પ્રદેશમાંથી તે ચુપચાપ પાછી ફરતી હતી. મોખરે મુડદું, પાછળ ધીરે પગલે ચાલતા ઘોડેસવારો, અને રસ્તાની બેઉ બાજુએ ચંદ્રના અજવાળામાં મરણ પામેલા કાલુનના સૈનિકોનાં મુડદાંને દાટી રહેતી તેમની ગમગીન સ્ત્રીઓ! કેવો ભયંકર એ દેખાવ? ગઇ કાલે માયાના મસ્તક પર દિવ્ય જ્યોતની દીપ્તિ હતી, આજે એ જ માયા ફીક્કે વદને બુરખો ઓઢીને પોતાના સ્વામીના મુડદાને બાળવા જતી હતી! છતાં માર્ગે જે જે સ્ત્રીઓ તેને જોતી તે બધી તેને દંડવત પડીને નમન કર્યા વિના રહેતી નહિ!

આ જોઈને માયા બોલી: "હરપાળ! ફરીથી હું આ પ્રદેશમાં પગ મૂકવાની નથી, છતાં મેં આ લોકોને એક એવો પાઠ શીખવ્યો છે કે જે પાઠ તેઓ લાંબા વખત સુધી ભૂલશે નહિ, અને આશાના સાધુઓ કે તેના પર્વતપરના લોકોને સતાવવાની હિંમત ધરશે નહિ." આ વખતે માયામાં મેં તેનો પહેલાંનો ગર્વ કિંચિત પ્રમાણમાં જોયો ખરો.

* * * *

ત્યારપછીની બીજી રાત્રે અમે જ્વાલામંદિરમાંની માતાના પ્રતિમા સમક્ષ ઊભા હતા. જે સ્થાને રાજનનું મુડદું એક વાર પડયું હતું તે સ્થાને આજે લલિતનું મુડદું પડયું હતું. માયા પોતાના આસન ઉપર બિરાજી હતી અને સાધુઓ તથા સાધ્વીઓને આજ્ઞાઓ કરતી હતી.

તે બોલી: "હું બહુ થાકી ગઇ છું, તેથી આ પર્વત છોડીને બીજે સ્થળે જઈ મારે કદાચ થોડો વખત આરામ લેવો પડશે. મારો આરામ એક વર્ષ ચાલશે કે એક હજાર વર્ષ ચાલશે તે હું કહી શકતી નથી. હું પાછી ફરૂં ત્યાંસુધી અપાપા મારી જગ્યા લેશે, અને ઓજસ તેનો સ્વામી તથા સલાહકાર થશે. આશાના સાધુઓ અને સાધ્વીઓ! જે નવો મુલક મેં જીત્યો છે તે હું તમારા હાથમાં સોંપુંછું અને તમે તેની રાજ્યવ્યવસ્થા સારી રીતે ચલાવજો. હવેથી મંદિરની આશા તેજ કાલુનની મહારાણી લેખાશે. સાધુઓ અને સાધ્વીઓ! આપણા ધર્મના બધા રીત-રીવાજ અને ક્રિયાવિધિ ચાલુ રાખજો અને તેનો આધ્યાત્મિક હેતુ પાર પડે તેવી રીતે તેને વળગી રહેજો. ભૂલશો નહિ કે આશાનો અમલ ચાલુ હોય કે ન હોય, તોપણ પ્રકૃતિ માતાનો અમલ તો સર્વત્ર ચાલે છે જ. આ પ્રતિમા તે એ માતાનું સ્વરૂપ છે, તે સદા અમર છે , જીવંત છે. યાદ રાખજો કે હમેશાં કડવી રોટલી આપણે ખાવાની હોતી નથી અને હમેશાં આંસુનું પાણી પીવાનું હોતું નથી. રાત્રિ પૂરી થતાં સૂર્ય જરૂર આવે છે જ. બરફની પેઠે જીંદગી આપણા હાથમાંથી પીગળી જાય છે, છતાં આત્મા અમર છે અને તેને નવી જીંદગી મળ્યા વિના, રહેતી નથી. જીવનના માનુષીય વિકારો સર્વથા ભસ્મીભૂત થઈ ગયા પછી તેમાંથી દિવ્ય તેજસ્વી તારાનો જન્મ થાય છે-મનુષ્ય મુક્તદશાને પામે છે."

એમ કહીને માયાએ હાથ હલાવતાંની સાથે સાધુઓ તથા સાધ્વીઓએ ત્યાંથી જવા માંડ્યું. એટલામાં જાણે કે તેને કાંઈ સાંભરી આવ્યું હોય તેવી રીતે મારી તરફ આંગળી કરીને તે બોલી:

"આ માણસ મારો મિત્ર અને મ્હેમાન છે, તેને તમે તમારો

પણ મિત્ર અને મ્હેમાન સમજજો. તમે અહીં તેનું સારી પેઠે રક્ષણ અને આતિથ્ય કરજો. જ્યારે બરફ પીગળી જાય અને વસંત ઋતુ બેસે ત્યારે તમે તેને પર્વતોની પેલે પાર સહીસલામત પહોંચાડી આવજો. મારી આ સૂચના બરાબર સાંભળી લેજો અને ભૂલશો નહિ, કારણકે એ બાબતનો પણ તમારે મારી સમીપે જવાબ આપવો પડશે."

*   *   *   *

પરોઢ થયું. આ વખતે અમે પર્વતપરના અગ્નિસરોવરની કિનારી પર ઊભાં હતાં. અમે માત્ર ચાર જણાં હતાં; માયા, હું, ઓજસ અને અપાપા. લલિતની શબવાહિની ઉપાડી લાવનારા સાધુઓ તે ત્યાં મૂકીને પછી ચાલ્યા ગયા હતા. આગના ભડકા પુનઃ પુનઃ ભભુકતા નાચતા હતા. લલિતના મૃતદેહના ફીક્કા ચહેરા તરફ માયા એકી દૃષ્ટિ જોઈ રહી હતી પરન્તુ એકકે શબ્દ ઉચ્ચારતી નહોતી. છેવટે તે બોલી: " હુરપાળ ! પ્રભાતના પ્રકાશની પૂર્વેનો અંધકાર પ્રસરી રહેલો છે. હવે હું તને છેવટનો આશીર્વાદ આપું છું. જ્યારે તારૂં મૃત્યુ તદ્દન નજીક આવી પહોંચે, ત્યારે તું મને બોલાવજે એટલે હું તારી પાસે આવીશ. જ્યારે તારી ખાત્રી થાય કે હવે મૃત્યુ આવ્યું જ છે, ત્યારે જ તું મને બોલાવજે. તે પહેલાં નહિ; અને આ વાત તું કોઇને કહીશ પણ નહિ."

તે આગળ બોલી: " તું એમ ન માનતો કે મારી હાર થઇ છે; હવે મારૂં નામ 'ફ્રુતેક' છે. તું એમ ન સમજતો કે માયાનું બધું બળ વપરાઇ ગયું અને તેની કથા પૂરી થઇ; આજે તું વાંચે છે તે તો માયાના જીવનની કથાનું માત્ર એકજ પાનું છે ! તું એમ પણ ન માનતો કે હું પહેલની પાપી અને ગર્વિષ્ઠ માયા છું; હું હવે કેવળ બદલાઈ

ગએલી છું અને અવતારના આરંભમાં મારો આત્મા જેવો નિર્મળ હતો તેવી હું બની ગઇ છું. બસ, હવે મારા દોસ્ત! આ મારો ઘંટડીઓવાળો રાજદંડ હું તને મારા સંભારણા બદલ આપું છું; પણ યાદ રાખજે કે મને બોલાવવા માટે જરૂર પડે તે સિવાય બીજે કોઇ પ્રસંગે તારે તેનો ઉપયોગ કરવાનો નથી. હરપાળ! હવે તું તારા પાલિત પુત્રના કપાળ ઉપર એક મમતાભર્યું ચુંબન લઇને દૂર હઠી જા!"

એક વાર ફરીથી અગ્નિસરોવર પર અંધકાર પ્રસર્યો. પહેલાંની પેઠે કશા દિવ્ય સ્વરો કે ગાનો સંભળાયાં નહિ. માત્ર બે પાંખોવાળી પરીની પેઠે અગ્નિજ્વાળાઓ ભભુકવા લાગી અને માયાના મસ્તક પર ભ્રમણ કરવા લાગી. ક્ષણ બે ક્ષણ જ્વાળા ભભુકે, પુનઃ હોલવાઇ જાય, પુનઃ આવે અને પુનઃ જાય, એવી રીતે તે નૃત્ય કરવા લાગી. છેવટે પ્રભાતનું તેજસ્વી કિરણ પ્રકટ્યું.

અહો! અગ્નિસરોવરની કિનારી પર લલિતનું મુડદું નહોતું, માયા પણ નહોતી: બેઉ અંતર્ધાન થઇ ગયાં હતાં!

માયા ક્યાં ગઇ? હું તે જાણતો નથી. હું માત્ર એટલું જાણું છું કે પેલી પરીની પાંખો જેવી અગ્નિજ્વાળા છેલ્લી વારની નાચીને અદૃશ્ય થઇ તે સમયે-પ્રભાતનું કિરણ પ્રકટતાં પૂર્વે-એ જ્વાળામાં મેં બે મુખો જોયાં હતાં: એક લલિતનું અને બીજું માયાનું જાણે 'પ્રકૃતિ' અને 'પુરૂષ'ની જોડી શોભી રહી હોય! બેઉ મુખો પર કેવી શાંતિ અને સંતોષની છાયા હતી!

શિયાળાના બાકીના માસ મેં પર્વતમાં અને જ્વાલામંદિરમાં ભટકીને અત્યંત કંટાળામાં ગાળ્યાં. મને ક્યાંય ચેન પડતું નહોતું. માયા ક્યાં ગઇ, તે કોયડો ઉકલવાને મેં ખૂબ મગજમારી ચલાવી. મેં મારા અંતરાત્માને પ્રશ્ન પૂછ્યો, લલિતનો આત્મા મારી નિકટ જ વસે છે

એવી માન્યતાથી મેં તેને પણ તે પ્રશ્ન પણ પૂછ્યો, પરન્તુ મને તેનો ચોક્કસ જવાબ કોઇ પણ દિશાએથી મળ્યો નહિ. માયાનો અવતાર અને તેનું જીવન જેવું પહેલેથી ભેદભર્યું હતું તેવું જ ભેદભર્યું તે અંતર્ધાન થયા પછી પણ રહ્યું. પરન્તુ મને એટલું જ પ્રતિક્ષણે લાગ્યા કરતું હતું કે માયા મરણ પામી નથી, તે જીવે છે; પછી ભલે તે આ લોકમાં નહિ તો પરલોકમાં, આ ખંડમાં નહિ તો અન્ય ખંડમાં જીવંત હોય.

મને પૂરો વિશ્વાસ છે કે જ્યારે મારા મરણનો સમય આવશે, ત્યારે તે મને મળવા આવશે, અને તે સમયે ખબર પડશે કે મારી માન્યતા સાચી છે કે ખોટી છે. તેણે તે વખતે મને દોરી જવાનું, મારો સત્કાર કરવાનું વચન આપ્યું છે તે જરૂર તે પાળ્યા વિના રહેવાની નહિ. એટલે મારે મૃત્યુ સુધી આ માટે રાહ જોવી જોઇએ. મૃત્યુ પણ કાંઇ બહુ દૂર હોય તેમ લાગતું નથી. મારૂં જીગર તૂટી ગયું છે, હું એકલો બની ગયો છું; એવું અકારૂં જીવન હવે શું લાંબો વખત નભે ખરૂં ?

× × × ×

ઓજસ અને બીજા બધા સાધુઓ મારી સાથે અત્યંત માયાળુતાથી વર્તતા હતા. કદાચ મારી સાથે ખરાબ વર્તન રાખવાની તેમની ઇચ્છા હોત, તોપણ તેઓ તેમ કરી શકે તેવું નહોતું, કારણકે તેઓ બધાના મનમાં એવો વિશ્વાસ હતો કે માયા પુનઃ અવતાર લેવાની અને તેની સમીપે બધોય હિસાબ રજુ કરવો પડવાનો. આ ભયથી પણ તેઓ મારી પ્રત્યે ખરાબ વર્તન ચલાવે તે શક્ય નહોતું. બદલામાં મેં તેમને કાલુનના પ્રદેશમાં ચલાવવાના રાજ્યતંત્રની આખી યોજના ઘડી આપી અને તે સંબંધી બીજી જે કાંઈ સૂચનાઓની તેમને જરૂર પડી તે પણ આપી.

છેવટે શિયાળાના કંટાળાભરેલા મહિના પસાર થઇ ગયા અને વસંતઋતુ બેઠી. બરફ પીગળવા લાગ્યો. મેં હવે ત્યાંથી વિદાય થવાની રજા માંગી. તેઓએ મને પુષ્કળ સોનું આપવા માંડયું પણ મેં તેમાંથી થોડુંજ લીધું કારણકે વધારે ભાર ઉંચકી શકાય તેમ નહોતું. રસ્તામાં ખાધા ખોરાકી અને ભાડા માટે નાણાંની જરૂર પડે તેટલા માટે મેં તેટલું સોનું સ્વીકાર્યું હતું. ઉપરાંત તેઓએ મને જૂદી જૂદી જાતનાં થોડાં રત્નો ભેટ આપ્યાં, તે મેં સંભારણા બદલ સ્વીકાર્યાં. પર્વત પરથી નીકળીને અમે કાબુલના પ્રદેશમાં આવ્યા. કાબુલમાં તે વખતે એતી ચાલતી હતી. એ બળીને ખાખ થએલા ભયાનક નગરમાં મને જવું ગમ્યું નહિ, એટલે અમે નદીમાં હોડી વડે આગળ વધવાનું પસંદ કર્યું. એ રીતે અમે પેલા દરવાજા પાસે આવ્યા કે જ્યાં મેં તથા લલિતે શામન અને વિજળુલરેહાની દેખરેખ હેઠળ માંદગીના કેટલાક દિવસ ગાળ્યા હતા.

મને પહોંચાડવાને ઓજસે સારી પેઠે માણસો મદદમાં મોકલ્યા હતા, એટલે પહેલાં જે બરફની નદીમાં અમારે પડવું પડયું હતું તે નદી ઉપર આ વખતે મારી સાથેના માણસોએ કામચલાઉ પૂલ બાંધી દીધો હતો. આ પૂલ ઓળંગતાં પહેલાં મેં ઓજસને ત્યાંથી પાછા ફરવાનું કહ્યું અને મેં તેની વિદાય લીધી. ભાવપૂર્વક અમે બેઉ ભેટયા. મેં કહ્યું : ઓજસ ! આપણે પરસ્પરના પરિચય દર્મિયાન પુષ્કળ અદ્ભુત દશ્યો જોયાં છે."

તેણે જવાબ આપ્યો : "ખરેખર, અદ્ભુત જ."

"એ ગમે તેમ હોય, ઓજસ ! તેથી તને લાભ થયો છે, કારણકે હવે તું આખી સંસ્થાનો સર્વોપરિ અધિકારી થયો છે."

" તે અધિકાર થોડા દિવસનો ઉછીનો લીધેલો કે અવેજી અધિકાર માત્ર સમજવાનો છે. એક દિવસ એ અધિકાર મારે જરૂર પાછો ધરી દેવાનો છે."

"ત્યારે તું એમ માનતો લાગે છે કે આશા મરણ પામી નથી."

" હું એમ માનું છું કે આશા કદાપિ મરતી નથી. તે માત્ર પરિવર્તન પામે છે અને જૂદે જૂદે રૂપે અવતાર લે છે, એટલું જ. જેમ પવન ઘડીમાં આમ વાય છે અને ઘડીમાં તેમ વાય છે, તેવી રીતે આશા આવે છે અને જાય છે. પવન અમુક સમયે ક્યાં ઉડી જતો હશે તે કોઇ કહી શકે ખરૂં ? સૂર્યાસ્ત સમયે કે સ્હવારે, બપોરે કે મધરાતે તે પુનઃ વાવા લાગે છે, તેવી જ રીતે તે પણ પાછી આવવાની–તેની સામે કોઈ ટક્કર ઝીલી શકવાનું નહિ. તેણે શામનને મોકલતી વખતે કેવા શબ્દો કહ્યા હતા તે તને યાદ હશે. અમિસરોવરની કિનારીપરથી અંતર્ધાન થયા પહેલાં તે કેવા શબ્દો બોલી હતી, તે પણ તને યાદ હશે. જેવી રીતે સાંજે અસ્ત થએલો સૂર્ય પુનઃ સ્હવારે ઉગે છે જ, તેવી રીતે તે જરૂર પાછી આવવાની જ, અને આ મારો અવેજી અધિકાર મારે તેને પાછો સોંપી દેવાનો. વસ્તુતઃ હું તો હરકોઇ ક્ષણે તેના આગમનની રાહ જોઇ બેઠો છું."

મેં જવાબ આપ્યો: " અને હું પણ તેના આગમનની રાહ જોઇ બેઠો છું."

પછી અમે છૂટા પડયા. ઓજસ પાછો ચાલ્યો ગયો અને હું એ પૂલ ઓળંગવા લાગ્યો.

વીસેક ચુનંદા માણસોની સાથે હું ત્યાંથી આગળ વધ્યો. તેમની સાથે પુરતી ખોરાકી, કપડાં, હથીયારો વગેરે હતું એટલે પર્વતો

ઓળંગી જતાં મને કશી પણ હરકત પડી નહિ. આગળ વધતાં પેલું વિશાળ રણ આવ્યું અને એ રણમાં પણ તેઓ મારી સાથેજ રહ્યા. છેવટે પેલી બુદ્ધની જંગી મૂર્તિ દેખાવા લાગી એટલે અમે રણમાં એક સાંજે મુકામ કર્યો. પણ સ્હવારે હું ઉઠીને જોઉં છું તો મારો સામાન ત્યાં રહેવા દઇને બીજો બધો સામાન ઉઠાવી તેઓ ચાલ્યા ગયા હતા. કદાચ તેમને એવી આજ્ઞા આપવામાં આવી હશે કે બુદ્ધની મૂર્તિ દેખાય એટલે તેમણે ગુપચુપ પાછા ફરી જવું.

હવે આગળ જવામાં મને કાંઇ મુશ્કેલી નડે તેમ નહોતું. મારો સામાન બાંધીને હું એ બુદ્ધની મૂર્તિ તરફ આગળ વધવા લાગ્યો અને એક પ્રહર દિવસ ચડતામાં તો પેલા બૌદ્ધ મઠમાં પહોંચી ગયો. તેના બારણામાં જ એક વૃદ્ધ સાધુની આકૃતિ ઊભી હતી મેં તેને ઓળખ્યો. તે કુઉન પોતેજ હતો. પોતાનાં ચશ્માં બરાબર નાક ઉપર ગોઠવતો તે મને નિહાળી રહ્યો.

“ અહો, બંધુ ! હું તારી રાહજ જોઇ રહ્યો હતો. ” કુઉન બોલ્યો : “ શું ત્યાંએ તને ભૂખ લાગી એટલે પાછો ભોજન કરવા માટે આ ગરીબ સ્થાને તું પાછો ફર્યો ? ”

મેં જવાબ આપ્યો : “ હા, ભક્ત કુઉન ! મને આરામની ભૂખ લાગી છે. ”

“ તારે માટે આરામ તૈયાર છે : આ અવતાર પૂરો કરતાં સુધી તને આરામ જોઇતો હશે તોપણ તે તને અહીં મળશે. પરન્તુ પેલો બીજો બંધુ ક્યાં છે ? ”

“ તે ગુજરી ગયો. ” મેં જવાબ આપ્યો.

“ એટલે કે અન્યત્ર તેને નવો અવતાર પ્રાપ્ત થયો, અથવાતો તે દેવભૂમિમાં બિરાજતો હશે અને કેટલાક કાળ પછી તેને નવો

અવતાર પ્રાપ્ત થશે. વ.રૂ, આપણે તેને ભવિષ્યમાં જરૂર મળવાના તો ખરા. હવે, તું મને તારા અનુભવની બધી વાત કહે."

મેં ભોજન કર્યું અને રાત્રે બધીએ વાત કહી. કુણિને બધી વાત ધ્યાનપૂર્વક સાંભળી, પરન્તુ તે એક અદ્દભુત વાર્તા હોવા છતાં તેના મનને જરાએ આશ્ચર્ય થએલું મને માલુમ પડયું નહિ.

તે બોલ્યો: "બંધુ ! પ્રકૃતિને અધીન જ્યાંસુધી મનુષ્યની વૃત્તિઓ છે, ત્યાંસુધી બુદ્ધનું શરણ પ્રાપ્ત થતું નથી: એ પ્રકૃતિને તારો લલિત જીતી ગયો, એટલે હવે તેને ઉતાવળે પ્રભુશરણની પ્રાપ્તિ થશે. પ્રકૃતિને જીતવાના અનેક માર્ગો છે અને તેમાંનો આ એક હતો."

બીજી પણ તેણે કાંઈ કાંઇ વાતો કહી, પણ મને તેમાં બહુ રસ પડયો નહિ. હું તો હવે જલ્દી ઘર તરફ પાછો ફરવા ઇચ્છતો હતો, એટલે એકાદ દિવસ ત્યાં રહીને હું ત્યાંથી હિમાલય તરફ આગળ વધ્યો. માર્ગમાં વજન ઉંચકનારા અને ભોમીઆઓની મદદની મને જરૂર પડી, કારણકે મારી શરીર શક્તિ ઘટતી જતી હતી એટલે મારો બધો બોજો હું ઉંચકી શકતો નહોતો. જ્યારે હું જૂનાગઢમાં મારા મકાનમાં પહોંચ્યો, ત્યારે હું ખરેખર માંદો પડયો. આજે જીવરામ વૈદ્ય મને રોજ નવાં-નવાં ઔષધો અને માત્રાએ આપે છે, પરન્તુ તબીયત સુધરવાને બદલે બગડતી જાય છે, અને મૃત્યુ પ્રત્યેક ક્ષણે નજીક ને નજીક આવતું દેખાય છે. અહા ! જીવનદીપ જલ્દી બુઝાય તો કેવું સારૂં ? માયાનું અંતીમ દર્શન થવાનો એ સમય પાસે આવતો જોઇને મને કેમ આનંદ થયા વિના રહે ?



# ઉપસંહાર.

---

પ્રિય વાચક ! હરપાળે પોતે લખેલી આત્મકથા આટલેથી પૂરી થાય છે. હું જીવરામ વૈદ્ય તેની માંદગીમાં સારવાર કરતો હતો પરન્તુ દિવસે દિવસે તેનું શરીર વધારે અચેતન થતું ગયું એટલે તે આગળ લખી શકયો નહિ હોય એમ મને લાગે છે. તેનું ઉપર લખેલું આત્મકથાનું લખાણ મારા હાથમાં કેવી રીતે આવ્યું તે વાત હવે હું કહું.

હરપાળની તબીયત વધારે ને વધારે નરમ થતી જતી હોવાને હું રોજ બે-ત્રણ વાર તેની તબીયત જોવા જતો. એક દિવસ રાત્રે દસ વાગતાં હું તેને ત્યાં જતો હતો, પરન્તુ હું તેને ઘેર પહોંચ્યુ તે પહેલાં તો તેની ચાકરડી દોડતી દોડતી મને બોલાવવા આવતી સામી મળી. મેં તેને પૂછ્યું : " શું તારા શેઠ ગુજરી ગયા ? "

ચાકરડીએ જવાબ આપ્યો : " ના, તે તો કયાંના કયાં જતા રહ્યા છે ! "

" જા, જા, તું જૂઠું બોલે છે." મેં કહ્યું : " બીછાનામાં બેઠા થવાની તો તેની શક્તિ નથી, પછી તે જાય કયાં ? "

"ખરેખર, મને પણ નવાઇ લાગે છે, સાંભળો. હું તો વાસણ માંજીને મારી પથારી કરવાના વિચારમાં હતી, એટલામાં મને સાંભરી આવ્યું કે હજી હરપાળભાઇને રાતની દવા આપવી બાકી છે, એટલે હું તેમના બિછાનાવાળા ખંડમાં ગઇ, તો કોઇ મળે નહિ ! બિછાનું ખાલી પડેલું. મેં ધાર્યું કે તે જાજરૂ જવા ગયા હશે, એટલે મેં જાજરૂ તરફ નજર કરી, પણ જાજરૂની સાંકળ બહારથી વાસેલી. મેં આંગણામાં ચોપાસથી જોયું, ઘરના બધા ખંડો તપાસી વાળ્યા અને પછી

હું પાછળના વાડામાં ગઇ. વાડાની પાછલી બારી તદ્દન ખુલ્લી પડેલી. મેં બારીની બહાર ડોકીઉં કર્યું તો ચંદ્રના અજવાળામાં ડુંગરની ધાર ઉપર હરપાળ ભાઈ લથડીયાં ખાતા ચાલ્યા જતા દૂર દૂર દેખાયા. તેમના હાથમાં લાકડી હતી અને લાકડીનો ટેકો દેતાં તે ભોંયે પછડાતી હતી ત્યારે ઘુઘરમાળ જેવો અવાજ થતો હતો! મને તો બીક લાગી. ભૂતડાં પગે ઘુઘરા બાંધીને નાચતાં હોય એવું મને લાગ્યું એટલે હું દોડતીક તમને બોલાવવા આવતી હતી, એટલામાં સારૂં થયું કે તમે નજીકમાં જ મળી ગયા.”

હું ચાકરડીની આ વાત સાંભળીને તેની સાથે હરપાળના મકાન તરફ દોડ્યો. મકાન તદ્દન નજીક હતું. વાડાની પાછલી બારી તરફ હું ગયો. ચાકરડી મારી સાથે આવી. તેણે મને આંગળી કરીને હરપાળને જતો બતાવ્યો. ઘુઘરમાળ જેવો અવાજ પહેલાં કરતાં ધીરો સંભળાતો હતો. ગિરનારની તળેટીમાં જ એક ઉંચી ધાર પર તે ચાલ્યો જતો હતો. ચાકરડી મારી સાથે આવતાં બ્હીની, એટલે હું એકલો તેની તરફ દોડયો.

કેટલેક છેટે એક જીર્ણ થઇ ગયેલું મંદિર હતું. લોકો તેને આદ્યશક્તિનું મંદિર કહેતા, પરન્તુ તે એટલું જીર્ણ હતું કે ભાગ્યે જ કોઇ દર્શન કરવા જતું હશે. મંદિરમાં મૂર્તિની પૂજા પણ થતી નહિ. હરપાળ તે તરફ જતો હોય તેમ જણાયું, અને મારૂં તે અનુમાન થોડી ક્ષણોમાં જ સાચું પડયું. હરપાળ ત્યાં આગળ થોભ્યો. તે જીર્ણ થએલા મંદિરની સમક્ષ ઊભો રહ્યો અને તેણે પોતાના બે બાહુ પહોળા કરેલા મેં દૂરથી જોયા.

એટલામાં મંદિરની અંદરથી કોઇ પ્રકાશિત વ્યક્તિ બહાર નીકળતી મેં જોઇ! તેના મસ્તક ઉપર અખંડ જ્યોત બળતી હતી. તે કોઇ અપ્સરા હશે કે દેવી હશે તે હું કહી શકતો નથી, પરન્તુ તેજના

અંધારરૂપ એક સ્ત્રીની આકૃતિ તો તે હતી જ. હું સ્તબ્ધ થઇને માર્ગમાં જ ઊભો રહ્યો.

હરપાળે તે આકૃતિને જોઇ હોય, તેમ જણાયું. તેણે પહોળા કરેલા પોતાના બેઉ હાથ જોડયા અને એક કારમી ચીસ નાંખી. એ ચીસમાં દુઃખ, ત્રાસ કે ભય નહોતો, પણ આનંદ હતો. તે બે ડગલાં આગળ વધ્યો, પછી તેણે એક લથડીયું ખાધું અને તે ભોંયે પછડાયો !

હું દોટ મૂકીને ત્યાં પહોંચ્યો, પરન્તુ તે વખતે પેલી તેજસ્વી આકૃતિ અદશ્ય થઇ ગઈ હતી. હરપાળ ભોંયે પડયો હતો. તેના એક હાથમાં ઘંટડીઓવાળો દંડ હતો, બીજા હાથમાં આ પુસ્તકના લખાણના કાગળ હતા !

હરપાળ મરણ પામ્યો હતો. હું ગામમાં પાછો ફર્યો અને સ્નેહીઓને તેડીને એ જીર્ણ મંદિર પાસે પાછો આવ્યો. મંદિરના આંગણામાં જ અમે હરપાળના દેહને અગ્નિદાહ દીધો. તેના હાથમાંના પુસ્તકના કાગળ મેં રાખ્યા અને દંડને મંદિરમાં પધરાવ્યો. એ પુસ્તક વાંચતાં લોકોને હરપાળના જીવનની ખબર પડી. લોકોએ આદ્યશકિતના મંદિરને સમરાવ્યું અને તેની સામે હરપાળની પાદુકાની દહેરી ચણાવી.

આજે તો એ મંદિર અને દહેરી ગિરનાર પર પડતા ધોધમાર વરસાદથી ધોવાઈને નાશ પણ પામ્યાં હશે.



# ધી મોડર્ન ગુજરાતી ઈંગ્લીશ ડીક્સનેરી.

કર્તા ભાનુસુખરાય નીરગુણરામ મહેતા. અને ભરતરામ ભાનુસુખરામ મહેતા. ગુજરાતી ઈંગ્રેજીની આ હમણાં નવીન ઢબથી તૈયાર કરવામાં આવેલી મોટામાં મોટી ડીક્શનેરી છે. આમાં ગુજરાતી શબ્દ તેના ઇંગ્રેજીમાં થતા જુદા જુદા અર્થ વાક્ય જોડણીથી થતા અર્થના ફેરફાર વીગેરે સર્વ બાબતો વિસ્તારપુર્વક સમજાવી છે. આમાં આશરે ૫૫૦૦૦ શબ્દનો સંગ્રહ છે. કાગળ ગ્લેજ ઉંચા ૭||×૧૦| ઇંચ સાઇઝનાં પૃષ્ટ ૧૬૦૦ પાકું સોનેરી પુંઠું છતાં કિંમત રૂ. ૧૫ પો. ૨ રૂ.

# ગુજરાતી શબ્દકોષ

(શાળોપયોગી આમાં) ગુજરાતી શબ્દો તેના ગુજરાતીમાં થતા જુદા જુદા અર્થ તેનું મુળ અને વ્યુત્પત્તિ, રુઢ શબ્દ અને તેનો કહેવત અને કવીતામાં થતો જુદો અર્થ વાકયમાં મુકવાથી થતા અર્થના ફેરફાર એમ સંપૂર્ણ બાબતો આમાં આપવામાં આવી છે. આશરે ૪૫૦૦૦ શબ્દનો સમુદાય છે. કાગળ ગ્લેજ ઊંચા, સુંદર છપામણ, ૯||×૭ ઇંચિ સાઇઝનાં પૃષ્ઠ ૮૬૫ પાકુ પુંઠુ છતાં કિંમત રૂ. ૬| પોસ્ટેજ ૧૪ આના.

# ગુજરાતી શબ્દાર્થ ચિંતામણી

ટ્રેનિંગ કોલેજ, હાઇસ્કુલ, વિનયમંદિરના શિક્ષકો, વિદ્યાર્થીઓ, લાઇબ્રેરીઓ તેમજ ગુજરાતી ભાષાના અભ્યાસીઓને હમેશાં ઉપયોગી થાય તેવો નવોજ આ શબ્દકોષ બહાર પડયો છે.

**સાઇઝ**—ક્રાઉન ૧૬ પેજી, ટાઇપ—ઝીણા સ્મોલ પૈકા. શબ્દો ૪૨૦૦ લગભગ અર્થો-મૂળ અને વ્યુત્પત્તિ સાથે ચોકસ અને રુઢ તેમજ કહેવત વગેરેની સમજણસહ પાનાં ૧૫૦૦ પુંઠુ પાકું છીંટનું સોનેરી નામનું કિંમત રૂ. સાડા પાંચ પોસ્ટેજ તેર આના જુદુ.

# ઘર વકીલ.

## આમાં, દીવાની, ફોજદારી, તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.

કાયદાના હિમાયતીઓ, ઇંગ્રેજી નહી ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારુ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે. જુજ બાબતો સારુ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણુંજ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની વિશેષ સત્તા, રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો, કારીગર અને મજુર, બજારો તથા મેળા, ભાડાનાં વાહન, વીલેજપોલીસ, છાપખાનાં, કારખાનાં તથા વર્તમાનપત્રો, ઢોરના અતિક્રમણ, ભટકતા યુરોપીયનો, નાટકના ખેલ, શીતળા, અફીણ, આબકારી, જમીનમાં દાટેલા ધન, હથીઆર, તાર, ટ્રામવે, પોસ્ટ, મીઠા, ડીસ્ટ્રીકટ પોલીસ, રેલવે, જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઇલર, એકસ્ટ્રાડીશન, ઝેરી જણસો, મોટરવાહન, બાર થનારા પદાર્થો, વર્તમાનપત્રો, ફટકા પ્રેસ, વીજળી, ગુન્હા કરનારી જાતો, રાજદ્રોહી સભા, કારખાનાં, ગાંડા માણસો, જીંદગીના વીમા, ઘોડદોડની સરતો, વૈદકીય નોંધ રાખવા, પોલીસ ઓફીસરોના અખત્યાર, હરકોઇ શખ્સના અખત્યાર, પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક, હિન્દુ ધર્મશાસ્ત્ર, દત્તક, બક્ષીસ, વીવાહ, વીલ વારસો છુટાછેડા, ખોરાકી પોશાકી વીગેરે સર્વ બાબતો તથા પારસી લોકોનાં લગ્ન તલાક વગેરે વગેરે બાબતો, વારસનામું, તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, મુસલમાની કાયદો, શાદી, તલ્લાક, સગીર, બક્ષીસ, વકફ, ખોરાકી પોશાકી વગેરે બાબતો, અપકૃત્ય તથા

એ સંબંધીની જુદી જુદી બાબતો, કોર્ટ સંબંધીના અધિકાર, ન્યાત સંબંધી, હિન્દુ વિધવા પુનઃ લગ્ન, દીવાની કોર્ટના દરજ્જા, કોર્ટ ફી તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, હિન્દુ લોકોનાં વસીયતનામાં, પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, સમ, વિશેષ ન્યાય, કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો, પ્રોબેટ, ટ્રસ્ટ અને તે સંબંધીની જુદી જુદી બાબતો, મીલકત તબદીલ કરી આપવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સુખાધીકાર તે સંબંધી જુદી જુદી બાબતો, કંપની તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સ્મોલકોઝ કોર્ટથી મૈયત માણસનું લેણું વસુલ કરવા સરટીફિકેટ, સગીરની જાત તથા મીલકતના વાલી નીમવા, વેચાણ નાદાર ઠરાવવા તથા તે બંબંધીની જુદી જુદી બાબતો જમીન મહેસુલ તથા તે સંબંધી જુદી જુદી બાબતો, જમીન ઉપરના હક્કપત્રો, લોકલફંડ, વતન ભાગીદારી તથા નરવાદારી, સમરી સેટલમેન્ટ તાડાગીરાસ; મતાદાર તાલુકદારો કોર્ટ ઓફ વોર્ડસ તગાવી ઈનિકમટેક્સ ઈરીગેશન; જંગલ, તમાકુ, ખુષ્કીજકાત, જળમાર્ગની ડયુટી, હિન્દુસ્તાનનાં બંદરો દેશી ઉતારુ લઈ જનારાં વહાણો, સુતરાઉ માલપરની જકાત, સાર્વજનિક રસ્તા તથા પુલો કબજા વહીવટ, જનરલ સ્ટીમ્પ એકટ, સાર્વજનિક કામ સારુ જમીન લેવા બાબત, ચલણી નોટો, નાણાં, દસ્તાવેજના જુદી જુદી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડું ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુંઠું ગ્લેજ કાગળ જુજ પ્રતો શીલકે છે છતાં કિમત માત્ર રૂ. ૬—૦—૦ પોસ્ટેજ ૦—૧૨—૦ જુદા આજેજ મંગાવો.

મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજા—અમદાવાદ.

ઉપદંશ અથવા ચાંદી, ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીરપર તેની અસર, નળીને સોજો, ઉપદંશને અવયવ, રુતુસ્ત્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, રુતુસ્ત્રાવનું અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્ટરિયા અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પત્તિ અવયવ, મુત્રરોગ, બહુમુત્ર, મૂત્રગાંઠ, નપુંષકત્વ અને તેની જુદી જાતો અને ઉપાય, વીર્ય સ્તંભના ઉપાય, વિગેરે વિગેરે ઘણી બાબતોનો આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે. છેવટે કામસંજીવની અર્થાત પંડિત કામનાથ [કાકા] નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે. આ પુસ્તકની થોડાજ વખતમાં બીજી આવૃત્તિ ખલ્લાસ થવાથી આ તેની ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઈ છે. કિંમત પાકુ પુંઠુ ગ્લેજ કાગળ ૩॥ રૂ. પોસ્ટેજ માફ.

# ધી એવ્હરી ડે કોરસપોન્ડેન્સ

## (કિંવા) હમેશનો પત્રવ્યવહાર.

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઈંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વિકાર, અસ્વિકાર, ઊઘરાણી, રીપોર્ટ, દાક્તરને બોલાવવા સંબંધી, ભલામણપત્ર, ભેટ મોકલવા સંબંધી, બેંકમાંથી રૂપીયા મંગાવવા બાબત, મકાન ખાલી કરવા નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠી, રજા રદ કરવા બાબત, રેલ્વેનો ડબ્બો રીઝર્વ કરાવવા બાબત, ભુલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલસોજી; તેનું ઉત્તર: સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઈ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી, રાજીનામા માટે

અરજી; મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સતાધિકારીને અરજી, મુખ-ત્યારની સણંદ માટે અરજી, સર્ટિફીકેટો, વૈદ્યકીય સર્ટિફીકેટ, પુસ્તક રજીસ્ટર કરવા બાબત, પગાર વધારવાની બદલી કરવા માટે અરજી ફરીયાદ દેવરાવવા બાબત પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલા-મણપત્ર, ઉઘરાણી, તેનો જવાબ, પહોંચેલા માલની કીંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી, એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાન ભાડું જણાવવા બાબત, હુંડીનાં નાણાં મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા બાબત, મકાનભાડુ વધારવા બાબત, કોઇ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરાવવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી :દીલસોજી પત્રો, અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જુદી જાતના પત્રો, ભાડાચીઠી અને દસ્તાવેજ વિશે ઘણી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમાં તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી, આજેજ મંગાવો કિ. ૧॥ પોસ્ટેજ ०॥=

# નુતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમે તેવો અજાણ અજ્ઞાન માણસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે. આમાં મીણબત્તીયો, દીવેટો તથા તે સંબંધીના મસાલા વીગેરે સુકા રંગો, હાથી દાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગ ને તે સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની મેળવણી, સાબુઓ જેવા કે કોકમના તેલનો, રાળનો, કોપરેલ તેલનો, પાપડી ખારમાંથી સાબુ બનાવવાની રીત, પારદર્શક સાબુ, વીંડઝરસોપ,

કપડાં ધોવાના સાબુના પાઉડર, લેમન ઓરંજ સોપ, રોઝસોપ, જાનવરો સાફ કરવાનો સાબુ, ઉનનાં કપડાં ધોવાનો સાબુ, હીનાનો સાબુ, કેવડાનો સાબુ, મરક કાર્બોલિક અને સલ્ફર સોપ વિગેરે ઘણી જાતના સાબુઓની માહિતી, જુદી જુદી જાતના વાર્નિશો જેવા કે તેલીયા વાર્નિશ, ગાડીઓ રંગવાના વોર્નિશ. લોઢાના સામાન સારૂ કાળો વાર્નિશ, સ્પીરીટની મદદથી બનતા વાર્નીશો, ટોપલીયો, પેટીઓ અને નકસી કામના વાર્નિશ, વોટરપ્રુફ વાર્નીશ, જર્મન પેટન્ટ વાર્નિશ, લોખંડના વીગેરે ઘણી ઘણી જાતના વાર્નિશોની માહિતી, કુવા અને કેટલી ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહિતી, શીંગડા તેમજ હાથીદાંતનાં બટનો, છીપનાં બટનો, કાચનાં, પીત્તળનાં, લોખંડનાં બટનો, જુદી જુદી જાતનાં પકવાન; અથાણું ચટણી વીગેરે બનાવવા વિષે, અગરબત્તી, અર્ગજો. ગુલાલ અબીલ અને છીંકણી, બનાવટી સ્લેટો કાથો એળીયા સુગંધી ધુપ, કાગળની ચીજો લાકડા જેવી કરવા વિષે, રૂપા ત્રાંબા, આદી ઉપર ઢોળ ચઢાવવાની જુદી જુદી રીતો અને તે કેવી રીતે સાફ કરાવવી વીગેરે, સોનેરી શાહી, કપડાં ઉપર લખવાની શાહી, હરકોઈ જાતના ડાઘ કાઢવાની રીત જેવા કે મોતી ઉપરનો, તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, કાચનો સામાન સાફ કરવા બાબત, દીવાસળીયો, વીલાયતી બપોરીયા, રંગીન તારાઓ, વીગેરે વીગેરે. જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દુર કરવાની રીત જેવા કે સર્પ ઉંદર માંકણ મચ્છર કીડી વિગેરે વિગેરે. જુદી જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ; સીલ કરવાની ફ્રેન્ચ લાખ, બટન તેમજ ચપટા લાખ વીગેરે વીગેરે. જુદી જુદી જાતના કાગળો, ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો જેવા કે જુદા જુદા રંગ ચઢા-

વવા ચામડું નરમ કરવું ચામડું તતડી જતાં અટકાવવું ચામડાં બગડે નહી તેમ રાખવાની રીત વિગેરે વિગેરે બાબતો. કાચ સંબંધી જુદા જુદા હુન્નરો લાકડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો, જુદી જુદી જાતનાં સુગંધી તેલો જેવાં કે, જાયફળ, બદામ, તજ, લવીંગ, નારંગી, ગુલાબ, કેવડા, સુખડનું અત્તર, કોલન વોટર, લવન્ડર વોટર, હંગેરીયન વોટર, માલીફ્લાવરનું અત્તર; બાદશાહી ગજરાજ વીગેરે વીગેરે અત્તરો તથા તેલો, જુદી જુદી જાતના અર્કો તથા એસેન્સો જેવા કે ગુલાબ, ચંબેલી, મોગરો, કપુર, રૂબાર્બ લીંબુ, કસ્તુરી, લવિંગ, જાયફળ; તજ, લોબાન અર્ક, ટીંકચર આયોડાઇન, એવી વિગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે. સર્વ સાધારણોને સમજણ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુંઠું છતાં કિંમત માત્ર રૂ. ૪॥ પોસ્ટેજ માફ.

**શ્રીમાન જેપુરાધિસ મહારાજા રાજરાજેશ્વર શ્રી સવાઇ પ્રતાપસીંહજી રચિત**

# અમૃતસાગર

## અથવા

# પ્રતાપસાગર.

આ વૈદ્યકનો ગ્રંથ શ્રીમાન જેપુરાધિશ મહારાજા રાજરાજેશ્વર શ્રી સવાઇ પ્રતાપસીંહજીએ જુદા જુદા દેશના મહાન વૈદ્યોને એકઠા કરી વર્તમાન સમયના મનુષ્યોના કદ, આવરદા અને બળાબળ જોઇ જગત માનનીય ચરક, સુશ્રુત, વાગભટ્ટ, આત્રેયસંહિતા, હારીસંહિતા, ધન્વતરીસંહિતા, વૃન્દ, ભેડ, ભૃગુસંહિતા માધવનિદાન ભાવપ્રકાશ,

વૈદ્યવિનોદ, વૈદરહસ્ય, ચક્રદત્ત, રૂદ્રદત્ત કાશિનાથ પદ્ધતિ, રસસુંદર, રસરાજ, વૈદ્યરત્ન, વૈદ્યવલ્લભ, વૈદ્યામૃત, વૈદ્યાર્ણવ, સારસંગ્રહ, સારંગધર, રસમંજરી, કુમારતન્ત્ર, ગૌરીકાંચલિકા, કાળજ્ઞાન, રસસીંધું, રસરત્નપ્રદિપ, યોગચિન્તામણી, યોગતરંગણી, યોગરત્ન, યોગરત્નાવલિ, વૈદ્યજીવન, નેત્રોપચાર, જ્વરતિમિરભાસ્કર, સન્નિપાતકૃતિકા, વૈદ્યકુતુહલ, અને ગોરખપદ્ધતિ, વિગેરે ગ્રન્થોનું દોહન કરી પોતાની જાતે તે પ્રયોગો અનુભવિ તે પ્રયોગો અને નિદાનોનો સંગ્રહ કરી જેપુરી ભાષામાં આ ગ્રન્થ નિર્માણ કરી છાપવામાં આવ્યો. તે ભાષામાં આ ગ્રન્થની સારી પ્રસંશા થઇ અને તેથી એ પુસ્તક ગુજરાતી હીન્દી વિગેરે ભાષામાં પ્રસિદ્ધ કરવામા આવ્યો છે, આ ગ્રન્થની મહત્તા વિશ્વવિખ્યાત છે, આ અમૃતસાગર અમૃતના સાગર સમાન છે. જેમ સાગરમાં અનેક તરંગો હોય છે તેમ આ અમૃતસાગર ૨૫ તરંગો સહિત છે. આમાં યોગ્ય અને અયોગ્યવિચાર, ઔષધ લેવાનો સમય. ઔષધોના પ્રતિનિધિ, ઔષધોના પ્રમાણ, તોલની પરિભાષા, કાલીંગદેશની પરિભાષા, સ્વરસ કરવાનો વિધિ,હિમ કરવાનો વિધિ, મન્થ કરવાનો વિધિ. કલ્ક કરવાનો વિધિ, ચુર્ણ કરવાનો વિધિ ચુર્ણને ભાવનાપુટ દેવાનો વિધિ, પુટ પાકનો વિધિ, ક્વાથનો વિધિ. અવલેહનો વિધિ, ગોળીયો કરવાનો વિધિ, ઘૃત અથવા તઇલ પકવવાનો વિધિ. ક્વાથનો વિધિ. સન્ધાન—આથાનો વિધિ. આસવ તથા અરીષ્ટનાં લક્ષણો ઔષધીઓના દીપન પાચનાદિ પ્રકાર. ઔષધ એટલે શું ? ઔષધ કયા સ્થળનું ! કઇ વખતે ! તથા કેવી રીતે ગ્રહણ કરવુ તેનો વિધિ, સ્વાભાવિક હિતકારી પદાર્થો કયા કયા છે. એકએકના સંયોગથી થતા અહિતકારી પદાર્થો, ચિકિત્સાનુ લક્ષણ તથા તેની રીત. રોગની પરીક્ષા કેટલાં પ્રકારે કરવી ? નાડી પરીક્ષા, મુત્રપરીક્ષા, સ્વપ્નપરીક્ષા, નેત્ર પરીક્ષા. મુખ પરીક્ષા, જીભ પરીક્ષા, મળ પરીક્ષા, શબ્દ તથા સ્પર્શ

પરીક્ષા લાંબા આયુષ્યવાળા રોગીના ચીન્હો. ટુંકા આયુષ્યવાળાના લક્ષણો, શકુન પરીક્ષા, દેશ વીચાર, કાળ વિચાર અવસ્થા વિચાર, અર્થ વિચાર. કર્મ વિચાર. સાધ્યાસાધ્ય રોગીની પરીક્ષા, અસાધ્ય રોગીની ઓળખાણ, જવરની ઉત્પત્તિ, વાતજવરના લક્ષણ અને તેના ઉપાય. પિતજવરના લક્ષણ અને ઉપાય, કફજ્વરના લક્ષણ અને ઉપાય વાંતપીત જવરના લક્ષણ અને ઉપાય, વાતકફ જવરના લક્ષણ અને ઉપાય, કફ પીત્ત જવરનાં લક્ષણ અને ઉપાય ત્રિદોષ સન્નિપાત જવરની ઉત્પત્તિ નિદાન લક્ષણ અને ઉપાય, જુદી જુદી જાતના સન્નિપાત જવર. નિદાન લક્ષણ અને તેના ઉપાય બાળકોના જવર, સુતીકા જવર અને તેના ઉપાય, અતીસાર, વાતાતીસારના લક્ષણ અને ઉપાય સંગ્રહણી અનેતેના ઉપાય, અતિસાર, વાતાતિસારના લક્ષણ અને કફતિસાર અને ઉપાય મરડો અને તેના ઉપાય જઠરાગ્નિ વિકારો મન્દાગ્ની, તીક્ષ્ણાગ્ની, વિપમાગ્ની, સમાનાગ્ની અજીર્ણના લક્ષણો અને તેના ઉપાયો, ક્રમીરોગ તેના લક્ષણ અને ઉપાય પાંડુરોગ તેનુ સ્વરૂપ અને તેના ઉપાય. જુદી જુદી જાતના કમળાના રોગ તેના લક્ષણો અને ઉપાય, રક્તપીત્તના લક્ષણ. ઉપદ્રવો અને ઉપાય ઉધરસના નિદાન લક્ષણ અને ઉપાય હેડકીનું સામાન્ય સ્વરૂપ લક્ષણો અને તેના ઉપાય, શ્વાસસ્વરૂપ લક્ષણ અને તેના ઉપાય. સ્વરભેદના નિદાન સંખ્યા લક્ષણો સાધ્યાસાધ્યપણુ અને તેના ઉપાય ઉલટીનુ નિદાન સમ્પ્રાપ્તિ સંખ્યા, સામાન્ય લક્ષણ ઉપદ્રવો સાધ્યાસાધ્યપણુ અને તેના ઉપાય તરસની નિદાનપુર્વક સંપ્રાપ્તિ સંખ્યા સ્વરૂપ લક્ષણો ઉપદ્રવો તથા અરીષ્ટ અને તેના ઉપાય મુરછા નિદાનપુર્વક સંપ્રાપ્તિ લક્ષણ સંખ્યા ભ્રમ અને તેમાં એઓનું પરસ્પર ભીન્નત્વપણુ અને તેના ઉપાય દાહના પ્રકાર તેના લક્ષણો સાધ્યાસાધ્યપણુ અને તેના ઉપાય. ઉન્માદ તેના નીદાન તથા સંખ્યા. સંપ્રાપ્તી પુર્વસ્વરૂપ લક્ષણો

સાધ્યાસાધ્યપણુ અને તેના ઉપાય મૃગીરોગનું નીદાંન પુર્વક સંપ્રાપ્તિ તથા સંખ્યા સ્વરૂપ લક્ષણ દોશોથી થતા કોપ સાધ્યાસાધ્ય મૃગી. પથ્યાપથ્ય અને તેના ઉપાય વાયુ સંબંધી રોગો તેના ૮૪ પ્રકાર. મુખ્ય કારણો સાધ્યાસાધ્યપણુ પથ્યાપથ્ય અને તેના જુદા જુદા ઉપાય કફસ્તમ્ભના નીદાન અને તેની સમ્પ્રાપ્તી લક્ષણ સાધ્યાસાધ્યપણુ અને તેના ઉપાય આમવાતની નીદાનપૂર્વક સમ્પ્રાપ્તી લક્ષણ પથ્યાપથ્ય અને તેના ઉપાય પિત વ્યાધીઓના નીદાન રોગની સંખ્યા અને તેના ઉપાય કફના ૨૦ રોગો તેના નીદાન અને ઉપાયો વાતરક્ત તેના લક્ષણ ઉપદ્રવ સાધ્યાસાધ્યપણુ પથ્યાપથ્ય. અને તેના ઉપાય શુળરોગ વાયુના શુળ પીત્તના શુળ તેના ઉપદ્રવ લક્ષણ સાધ્યા-સાધ્યપણુ અને ઉપાય ઉદાવર્તના નીદાન સમ્પ્રાપ્તી તથા લક્ષણ સાધ્યાસાધ્યપણુ અને ઉપાય ગુલ્મનાં નીદાન લક્ષણ ઠેકાણાં, પથ્યા-પથ્ય અને ઉપાયો એમ દરેક રોગની ક્રમવાર ચીકીત્સા તેનાં લક્ષણ તેની જુદી જુદી જાતો જુદી જાતના દર્દો ઉપર જુદી જુદી દવાઓ એમ સર્વ માહીતી ઘણી જ વીસ્તારથી અને સમ્પુર્ણ આપેલી હોવાથી પુસ્તક સંગ્રાહ્ય છે પુસ્તક પાસે રાખ્યા પછી જો તેને દસ પન્દર વખત જોવાનો જ યોગ બની આવે તો પછી તે પુસ્તક તમારી પાસે કાયમ રહે એવોજ તેનો અદભુત જાદુ છે આમા જણાવેલા ઉપાયો સૌમ્ય અને રામબાણ છે કાગળ ગ્લેજ ઉંચા સુંદર છપાઇ સાધારણ મોટા અક્ષર ઔષધી કોષ સહિત છે પાકુ સોનેરી પુંઠુ-કીમ્મત રૂ ૪॥ પેસ્ટેજ ૮ આના રફ કાગળની કીમ્મત રૂ ૪) પોસ્ટેજ આઠ આના જુદા.

મળવાનુ ઠેકાણુ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ

# શ્રી ભગવતી ભાગવત

## ("ભગવતિ ભાગવત" નું શુદ્ધ ગુજરાતી ભાષાંતર

આ શ્રી દેવી ભાગવત ૯૦૦ પૃષ્ઠનો પાકાં પૂઠાથી બાંધે મહાગ્રંથ છે તેમાં ૧૨ સ્કંધમાં શ્રી દેવીનું માહાત્મ્ય દર્શાવના અનેક પ્રસંગો આપેલા છે. દેવીના પ્રસાદથી વિષ્ણુએ કરેલો દૈત્યો વધ બુદ્ધની ઉત્પત્તિની કથા, પુરૂરવા તથા ઉર્વશીનું ચરિત્ર, શુકદેવજીનું ચરિત્ર વ્યાસ જન્મ કથા, વસુઓની ઉત્પત્તિ, પાંડવો ઉત્પત્તિ અને તેમનું ચરિત્ર, પરિક્ષીત રાજાનું વૃત્તાંત, જન્મેજય સર્પસત્ર, ભવનેશ્વરીનો નિર્ણય, દેવીયજ્ઞ વિધી. વિષ્ણુનો દેવીય વિશ્વામિત્રની કથા. શશીકળાનો સ્વયંવર. નવરાત્રનો વિધી, કુમારીકાની કથા, નરનારાયણની કથા, પ્રહ્લાદની કથા, વિષ્નુના અવતારો કથા, કંસ રાજાની કથા, શ્રી કૃષ્ણાવતાર તથા શ્રી કૃષ્ણની લીલા મહિષાસુરની કથા, ચંડ-મુંડની કથા શુંભ-નિશુંભની કથા, જગદંબાનો પૂજન વિધી. વૃત્રાસુરની કથા, નહુષ રાજાની કથા, શુન શેપની કથા, નિમી રાજાની ગતી, હૈયદ રાજાની કથા, નારદ સ્ત્રી થયા એ કથા, માયાની નિવૃતિ વાસ્તે દેવીની ઉપાસના સુકન્યાની કથા સુર્યવંશી અને ચંદ્રવંશી રાજાઓ, માંધાતાની કથા. ત્રિશંકુની કથા. અને ભગવતી મહાત્મ્ય મહારાજા હરિશ્ચંદ્રનું ચરિત્ર. શતાક્ષી દેવીના મહિમા હિમાલયમાં પર્વતીનો અવતાર દેવીના સ્થાનક વ્રત અને ઉત્સવો, દેવીનુ મનુને વરદાન, વરાહવતાર પાતાળોનુ વર્ણન, નરકોનું વર્ણન, શક્તિઓનું વર્ણન, સરસ્વતીના સ્તોત્ર, પુજા અને સ્તવ, ગંગાજીની ઉત્પત્તિ, તુળશીની કથા, સાવિત્રીની કથા, મહાલક્ષ્મીનુ આખ્યાન, સ્વાહા, સ્વધા, દક્ષિણી પષ્ટી, મંગળચંડી, મનસા, સુરભી, રાધાજી અને દુર્ગાદેવીનુ આખ્યાન, સ્વયંભૂ મનુનું આખ્યાન મહાકાળીનું ચરિત્ર, રૂદ્રાક્ષાની ઉત્પત્તિ. ભસ્મના ભેદ અને માહાત્મ્ય. સંધ્યાવંદનાદિ. ગાયત્રીનો પુરશ્ચરણ વિધી જગદંબાનુ કવચ મણીદ્વીપનું વર્ણન! દેવી ભાગવતની ફળ શ્રુતિ ઇત્યાદિ અનેક બાબતો ૩૧૮ અધ્યાયોમાં આપી છે. આ મહાપુરાણ દરેક મુમુક્ષુએ વાંચવા તથા ઘરમાં રાખવા યોગ્ય છે. કીમત રૂ. ૪ પોસ્ટેજ ૧૪ આના.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર, ત્રણ દરવાજા—અમદાવાદ.**

ધર્મ વિજય પ્રેસ—અમદાવાદ.